# નીતિવાચનમાળા

પુસ્તક ૩ જું.



કર્તા,

ડાહ્યાલાલ વ્રજલાલ પંડિત.

# નીતિવાચનમાળા

## પુસ્તક ૩ જું.

કર્તા,

ડાહ્યાલાલ વ્રજલાલ પંડિત.

આ આવૃતિ વેચનાર

સરસ્વતી બુક ડેપો.

નડિઆદ અને ગોધરા.

---

કિંમત પાંચ આના.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

ઈ. સ. ૧૯૧૯



પ્રકાશક,

ડાહ્યાલાલ વ્રજલાલ પંડિત

ચુણેલ તા. નડિઆદ.

શ્રી 'સત્યનારાયણ' પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ મોતીલાલ
કાળીદાસે છાપ્યું. ઠે૦ સિવિલ હૉસ્પિતાલ સામે
પાનાંભાઇની વાડીમાં—અમદાવાદ.

# પ્રસ્તાવના.

યુધિષ્ઠિર જેવા મહા સમર્થ અને ધર્મધુરંધર રાજાને પણ જ્યારે કૌરવકુળનો ક્ષય થયા પછી પોતાના સગા સંબંધીઓનો પણ વિનાશ પોતાના રાજ્યલોભ વડેજ થયો છે એમ સમજવામાં આવ્યું ત્યારે તેમને સર્વ રાજ્ય સંપત્તિ ઉપર વિરાગ આવી ગયો, અને પોતે કરેલાં આવાં ઘોર દુષ્કર્મનો બદલો પોતાને કેવો દુઃસહ ભોગવવો પડશે તેની ચિંતા થવાથી તેઓ ઘણાજ શોકાતુર થઇ ગયા; ત્યારે તેમની આસપાસ બેઠેલા ઘણા મહર્ષિઓએ તેમને પણ બોધ આપવા માટે ઇતિહાસની પુરાતની કથાઓજ કહી સંભળાવી હતી; ને તે દ્વારા તેમના મનનું સાંત્વન કર્યું હતું. આ કથાઓ ધર્મ તથા નીતિનો ઘણોજ અસરકારક બોધ આપે એવી છે અને તેમનો સંગ્રહ "ઇતિહાસ સમુચ્ચયને" નામે સુપ્રસિદ્ધ છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે સરલતાથી બોધ આપવા માટે કથાઓજ ઉત્તમ ગણાયેલો છે. કડવું ઓસડ પણ ગળપણ સાથે આપવામાં આવતાં ઝટ સ્વીકારી લેવાય છે; ને તેની અસર થયા વિના રહેતી નથી. બાળકોને શિક્ષણ આપવાનો પણ આજ ઉત્તમ માર્ગ છે, અને ઇંગ્રેજી ભાષામાં તેવી કથાઓનાં અસંખ્ય પુસ્તકો સારા મોટા અક્ષરે છપાયલાં સુંદર ચિત્રોથી સુશોભિત પ્રત્યેક વાચકના જોવામાં આવ્યાં હશેજ. આવી રીતે કેળવાયલાં બાળકો નાનપણથીજ સારા નરસાની પરીક્ષા કરતાં શીખે છે. અને એવી એવી નાની કથાઓ તેમનાં કોમળ મન ઉપર એવી તો ઠસી જાય છે કે ચિરકાળ સુધી તે ભૂલી શકતાં નથી.

ગુજરાતી ભાષામાં આવો સંગ્રહ થવાની ઘણીજ જરૂર હતી અને જો કે અત્યાર સુધી તેવાં પુસ્તકો પ્રસિદ્ધ નથી થયાં એમ નથી, પરંતુ ટુંકી અને સહેલા શબ્દોમાં અપેલી વાતો બાળકો પોતાની

બેજ સમજી શકે એવી તથા મ્હોટાં બીબાંથી છાપેલી હજી પણ આપણા સાહિત્યમાં જોઇએ તેટલી નથી, એમ કહેવામાં કંઇ દોષ થતો નથી એવી મારી માન્યતા છે.

રા. ડાહ્યાલાલ વ્રજલાલ પંડિતે આ કાર્ય ઘણા ઉત્સાહથી ઉપાડી લીધું છે, અને તેમનાં બે પુસ્તક તો આજ સુધીમાં છપાઇ ચૂકયાં છે, તથા આ ત્રીજું પુસ્તક તેઓએ તૈયાર કર્યું છે એજ તેમનો શિશુપ્રેમ તથા બાળકેળવણી ખીલવવાનો શોખ સાબીત કરી આપે છે. પ્હેલું પુસ્તક બ્હાર પડયું ત્યારે મ્હને જે ખામીઓ જણાયેલી તે મ્હેં તેમને દર્શાવી હતી, તેથી તે પછીનાં પુસ્તકોમાં તે દૂર કરવા તેમણે બનતો પ્રયત્ન કર્યો છે અને સાક્ષરો તરફથી તેમનાં આ પુસ્તકોનો સારો સ્વીકાર થયો છે, એજ બતાવી આપે છે કે તેમનો પ્રયત્ન અસ્થાને નથી.

હજી આ પ્રદેશમાં ઘણું કરવાનું બાકી છે. સદ્‌ગુણોનાં બીજ રોપવાથી બાળકને માતાપિતા તથા શિક્ષકો મ્હોટપણે સન્માર્ગે ચાલનારાં ને સદ્વર્તનશાળી બનાવી શકે છે એ તો નિઃસંદેહ છે. તેથી આવાં પુસ્તકો હજી પણ વધારે અને અધિક ચિત્તાકર્ષક રૂપમાં પ્રસિદ્ધ થાય એમ ઇચ્છવાનું છે.

ગ્રંથકર્તાનો શ્રમ સફળ થયેથી તેઓ હજી વિશેષ અભ્યાસ ચાલુ રાખી ઘણા ગ્રંથોમાંથી મથન કરીને વિવિધ સામગ્રી બાળકો પાસે મૂકી શકશે એવી આશા રાખવી વ્યર્થ નહિ ગણાય.

જુનાગઢ.
તા. ૨૪-૨-૧૯૧૯

છગનલાલ હરિલાલ પંડયા
ચીફ રેવન્યુ ઑફિસર.
જુનાગઢ સ્ટેટ.

# આભાર-દર્શન.

બાળકો માટેનું આ સાહિત્ય તૈયાર કરવામાં આપણા પ્રસિદ્ધ સાક્ષરશ્રી છગનલાલ હરિલાલ પંડયા, બી. એ. જુનાગઢ સ્ટેટના ચીફ એજ્યુકેશનલ ઑફિસર સાહેબ તથા સાક્ષરશ્રી હિંમતલાલ ગણેશજી અંજારિઆ, એમ, એ; એલ. એલ. બી. મુંબઇની મ્યુનિસિપલ શાળાઓના સુપરિન્ટેન્ડન્ટ સાહેબ-એઓએ શરૂઆતથી મને જે કીમતી મદદ આપી છે અને પોતાના તાબામાંની શાળાઓમાં આ વાચનમાળાના પુસ્તકોનો છૂટથી ઉપયોગ કરી જે ઉત્તેજન આપ્યું છે, તે બદલ એ ઉભય સાહેબોનો હું અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. વળી મારા મિત્ર રા૦ નારણભાઇ વાઘજીભાઇ પટેલે પણ આમાં મને કેટલીક મદદ આપી છે. તે માટે તેમના ઉપકારની પણ અહીં નોંધ લેવી ઉચિત માનું છું.

ગુજરાતના સાક્ષરો, શ્રીમંતો, અને સરકારી તેમજ દેશી રાજ્યોના કેળવણી ખાતાના અધિકારીઓ આ સાહિત્ય તરફ સ્નેહ ભરી દૃષ્ટિ કરશે તો તેથી આ સાહિત્ય પર, તેના લેખક પર, અને આપણાં બાળકો-કહો કે ભવિષ્યની પ્રજા-પર, તેમનો મોટો ઉપકાર થશે એમ કહેવું અયોગ્ય નહિ ગણાય.

લક્ષ્મીપુરા(?), તા. નડિઆદ
રથયાત્રા, ૧૯૭૫.

ડાહ્યાલાલ વ્રજલાલ પંડિત.

મુંબઈ ઇલાકામાં ને વડોદરા રાજ્યમાં ઇનામ લાયબ્રેરી માટે મંજુર થએલું.

# નીતિવાચનમાળા—પુસ્તક ૧ લું.

મજકુર પુસ્તક પ્રાથમિક શાળાઓમાં ભણનારા નીચલાં ધોરણનાં છોકરાંને ઉપયોગી થશે એમાં કાંઇ સંદેહ નથી. નાનાં બાળકોને ઇનામ તરીકે આપવા લાયક પુસ્તકોની ખોટ ગુજરાતી સાહિત્યમાં છે તે આવી જાતનાં પુસ્તકો પ્રસિદ્ધ થવાથી ઘણે ભાગે મટી જશે એમ હું માનું છું. તમારા પુસ્તકને નિશાળો તેમજ ખાતા તરફથી યોગ્ય આશ્રય મળે એમ હું ઇચ્છુછું.

રા. બા. જમિઅતરામ ગૌરીશંકર શાસ્ત્રી, બી. એ.

તમારા તરફથી નીતિવાચનમાળા નામની નાની ચોપડી મળી. તેમાંથી બાર પંદર વાર્તાઓ હું વાંચી ગયા. વાર્તાઓ સારી લખાઇ છે. ભાષા સાદીને છોકરાં સમજે તેવી છે ઘણી વાર્તાઓ એવી છે કે છોકરાંને વાંચવી તથા સાંભળવી ગમે.

રા. રા. નરનાથ કેદારનાથ દીક્ષિત, બી. એ.

તમારૂં નીતિવાચનમાળા પુસ્તક ૧ લું વાંચ્યું. ભાષા સાદી ને સરલ છે. તેમજ વાર્તાઓ બાળકોને રસ પડે તેવી હોઇ પુસ્તક સર્વ રીતે બાળકોને લાયક છે. આવા બાળ સાહિત્ય ના ઘણી ખોટ હોવાથી મારી ખાતરી છે કે આ પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડશે.

રેવ. ડૉ. હાટોરલાલ રણછોડલાલ પંડયા.

પુસ્તકમાં નાનાં બચ્ચાંને ગમેતેવી સહેલીને બોધક વાતો આપેલી છે. તેમાંથી સાર ખેંચી શકાય ને બચ્ચાંની સ્મરણ શક્તિ તાજી કરી શકાય તેવી રીતે દરેક પાઠનીચે એક બે સાહેલા સવાલો પૂછેલા છે. ઇનામ માટે આ ચોપડી તદ્દન લાયક છે.

મે, ૧૯૧૯ — સાહિત્ય.

# અનુક્રમણિકા.

નીતિથી માણસ છઇએ,
પશુથી નહિતર જઇએ;
માટે નીતિ મન ધરીએરે-
માનવી પ્યારા.

નર્મદ.



## માબાપની આજ્ઞા પાળવા વિષે.

કહ્યું કરો માબાપનું, તેથી સુખ બહુ થાય;
લાજ વધે આ લોકમાં, રીઝે જગનો રાય.



# નીતિવાચનમાળા.

## પુસ્તક ૩ જું.

### પાઠ ૧. મહાત્મા ગાંધીજીની વાત.

મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીનું નામ તો તમે સઘળાએ સાંભળ્યું છે. સત્યને આગ્રહથી વળગી રહેવા માટે એ વીર પુરુષનું નામ આખી દુનિયામાં મશહુર છે. એઓ બારીસ્ટરની પદવી મેળવવા વિલાયત ગયા હતા. જતી વખતે તેમની માએ શિખામણ દીધી, કે ભાઈ, ત્યાં તું માંસમદિરાનો ઉપયોગ કદી કરીશ નહિ. માની શિખામણ સાંભળી લઈ તેઓ વિલાયત ગયા. ત્યાં તેઓ એક વખત કેટલાક મિત્રો સાથે એક મેળાવડામાં ગયા હતા. ત્યાં મિજબાની હતી. જમનાર બધાં માણસોનાં ભાણાંમાં માંસનું ભોજન પીરસવામાં આવ્યું. એ જોઈને ગાંધીજીને માની શિખામણ સાંભરી આવી. તેમણે વિચાર કર્યો કે માબાપની આજ્ઞાને માન આપી તે પ્રમાણે ચાલવું, એ પુત્રનો ધર્મ છે. જો હું મારી માતાની આજ્ઞા પ્રમાણે ન ચાલું તો પાપી ઠરૂં. આમ વિચારી તેઓ એકદમ ઉભા

થઈ ઘર તરફ ચાલવા લાગ્યા. એમ કરતાં પોતાના મિત્રો શું કહેશે તેની તેમણે બીલકુલ દરકાર કરી નહિ.

---

પ્રશ્ન. ગાંધીજીને તેમની માએ શું કહ્યું હતું ?

પ્રશ્ન. મેળાવડામાંથી તે કેમ ચાલ્યા ગયા?

---

# પાઠ ૨. શેખ અને લુટારા.

શેખ અબદુલ કાદર નામના એક પવિત્ર પુરુષ થઈ ગયા. નાનપણમાં વિદ્યાભ્યાસ કરવા તે બગદાદ જતા હતા. તે વખતે બગદાદ શહેર મુસલમાની વિદ્યાનું મોટું મથક હતું. ઘેરથી નીકળતી વખતે વાટખરચ માટે માએ તેમને ૪૦ દીનાર કુડતામાં બગલ નીચે સીવી આપ્યા. પછી તેણે શિખામણ આપી કે બેટા, હંમેશાં સાચું બોલજે. ઈશ્વરને કદી ભૂલીશ નહિ. માની શિખામણ સાંભળી લઈ શેખ ચાલતા થયા. રસ્તામાં તેમને અહમદ નામનો એક લુટારો મળ્યો. શેખની પાસે આવી તે બોલ્યો, છોકરા, તારી પાસે કાંઈ છે ? શેખને આ વખતે પેલા દીનાર છુપાવવાની લાલચ તો થઈ, પણ એવામાં તેમને માની શિખામણ યાદ આવી. દીનાર જાય તો ભલે, પણ માની શિખામણ પ્રમાણે સાચું બોલવું એવો તેમણે નિશ્ચય કર્યો. પછી તેમણે કહ્યું, મારી

પાસે ૪૦ દીનાર છે. આ સાંભળીને નવાઈ પામી અહમદે કહ્યું, બતાવ જો, દીનાર ક્યાં છે? શેખે તરત બાંય ચીરી દીનાર કાઢી બતાવ્યા. હવે અહમદના આશ્ચર્યનો પાર ન રહ્યો. તે બોલ્યો, છોકરા, તેં દીનાર માની દીધા એ શું? શેખે કહ્યું, મારી માએ મને શિખામણ દીધી છે, કે હંમેશાં સાચું બોલવું ને પરમેશ્વરને કદી ભૂલવા નહિ. એ શિખામણ પ્રમાણે હું ચાલ્યો છું. અહમદના મન પર આની ઘણી ઉંડી અસર થઈ. તેણે તે પછી લુટારૂનો ધંધો છોડી દીધો.

---

પ્રશ્ન. શેખને તેમની માએ શું કહ્યું હતું?
પ્રશ્ન. શેખે અહમદને દીનાર કેમ બતાવ્યા?
પ્રશ્ન. અહમદે લૂટવાનો ધંધો કેમ છોડી દીધો?

---

## પાઠ ૩. જોર્જ વોશિંગ્ટનની વાત.

અમેરિકામાં જોર્જ વોશિંગ્ટન નામના એક મહાપુરુષ થઈ ગયા છે. નાનપણમાં વહાણ ઉપર નોકરી કરવાનો તેમને ઘણો શોખ હતો. ચૌદ વરસની ઉંમરે એ નોકરી મેળવવાને તેમણે એક વહાણના કપ્તાનને અરજી કરી. તેમની લાયકાત જોઈ કપ્તાને તેમને જગા આપી. આથી વોશિંગ્ટન ઘણા રાજી થયા. નોકરી ઉપર હાજર થવા તે

ઝટપટ તૈયાર થયા, ને જોઈતો સરસામાન તેમણે વહાણ ઉપર મોકલી દીધો પણ ખરો. પછી તે માની રજા લેવા ગયા. તે વખતે માએ તેમને એ નોકરી લેવાનું ના કહ્યું. વોશિંગ્ટનને એ નોકરીનો ઘણો શોખ હતો, પણ માની મરજી વિરુદ્ધ તે વર્ત્યા નહિ. વહાણ ઉપર મોકલેલો સરસામાન એમણે પાછો મંગાવી લીધો, ને એ નોકરી કરવાનો વિચાર તેમણે હંમેશને માટે માંડી વાળ્યો.

---

**પ્રશ્ન.** વોશિંગ્ટનને કઈ નોકરીનો શોખ હતો ?

**પ્રશ્ન.** એ નોકરી તેમણે કેમ લીધી નહિ ?

---

## પાઠ ૪. પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર.

બંગાળામાં પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર નામના એક પ્રખ્યાત પુરુષ થઈ ગયા. પ્રથમ એ કલકત્તાની સરકારી કૉલેજમાં નોકરી કરતા હતા. એક વખત તેમના ભાઈનાં લગ્ન થવાનાં હોવાથી તેમની માએ તેમને તાકીદે ઘેર બોલાવ્યા. માતાની આજ્ઞા પ્રમાણે પંડિતજી ઘેર જવા તૈયાર થયા. તે પોતાના અધિકારી પાસે રજા લેવા ગયા. અધિકારીએ તેમની રજા મંજુર કરી નહિ. આ વખતે પંડિતજીએ વિચાર કર્યો, કે જો હું આ પ્રસંગે ઘેર નહિ જાઉં તો માતાને જરૂર

દુઃખ થશે. જે માતાએ મને અતિશય દુઃખ વેઠી ઉછેર્યો તે માતાને શું મારે દુઃખ દેવું ? કદી નહિ. માતાને સુખ આપવા માટે જરૂર પડશે તો હું આ નોકરીનો પણ ત્યાગ કરીશ. આમ વિચારી તે બોલી ઊઠયા, મારી માની આજ્ઞા હું ઉલ્લંઘી શકીશ નહિ. આપ જો રજા ન આપો તો મારૂં નોકરીનું રાજીનામું મંજુર કરો ! માની આજ્ઞા પાળવાની આવી દૃઢતા જોઈ પેલો અધિકારી ખુશી થયો. તરત તેણે તેમની રજા મંજુર કરી.

તે વખતે આગગાડી હતી નહિ. તેથી પગે ચાલી મુસાફરી કરવી પડતી. રસ્તામાં દામોદરા નદી ઉતરવાની હતી. તેમાં પૂર હોવાથી પંડિતજીએ માછીને હોડી મૂકવાનું કહ્યું. પૂર વધારે હોવાથી માછીએ હોડી ન મૂકી. માએ મને તાકીદે બોલાવ્યો છે માટે મારે જલદી જવું જોઈએ, આમ વિચારી તે પાણીમાં કૂદી પડયા ને તરતા તરતા પાર નીકળી ઘેર પહોંચી ગયા.

---

પ્રશ્ન પંડિતજીને રજા કેમ જોઈતી હતી ?
પ્રશ્ન. નોકરી છોડી દેવા તે કેમ તૈયાર થયા ?
પ્રશ્ન. શો વિચાર કરી તે નદીમાં કૂદી પડયા ?

---

# પાઠ ૫. શ્રી રામચંદ્રજી.

શ્રી રામચંદ્રજીનું નામ તો તમે બધાએ સાંભળ્યું છે. અયોધ્યાના રાજા દશરથના એ મોટા પુત્ર થાય. એ યોગ્ય ઉંમરના થયા ત્યારે રાજાએ પ્રજાની સંમતિથી એમને ગાદીએ બેસાડવાનો ઠરાવ કર્યો. આથી આખા શહેરમાં આનંદ છવાઈ રહ્યો. ગાદીએ બેસવાનો ઠરાવેલો દિવસ આવ્યો. સવારના પહોરમાં નાહી ધોઇ સારાં કપડાં પહેરી રામચંદ્રજી પિતા પાસે જઈ પ્રણામ કરી ઉભા. રાજા તેમના સામું જોઈ રહ્યા, પણ કાંઈ બોલ્યા નહિ. રાજાને દીલગીર જોઈ રામને ચિંતા થઈ. પાસે તેમની ઓરમાન મા કૈકેયી બેઠી હતી. રામે તેને પૂછ્યું, માજી, મારા પિતાજી આજે દીલગીર કેમ છે? કૈકેયી બોલી, પુત્ર રામ, જો તું તારા પિતાની આજ્ઞા પાળે તો હું તેમના દુઃખની વાત કહું. રામે કહ્યું, હું મારા પિતાની આજ્ઞા ગમે તેવી કઠણ હશે તોપણ ખુશીથી પાળીશ. પછી કૈકેયીએ કહ્યું, રાજા પાસે મારાં બે વરદાન લેણાં છે તે મેં આજ માગ્યાં છે. એક મારા પુત્ર ભરતને ગાદી આપવાનું ને બીજું તને ચૌદ વરસ વનમાં મોકલવાનું. રાજાને તું ઘણો વહાલો છે તેથી તે તને કાંઈ કહી શકતા નથી, ને આમ શોક કરે છે. આ સાંભળી રામ બોલી ઊઠ્યા, પિતાજી, આપ જરા પણ દુઃખી ન થશો. આપની આજ્ઞા પાળવી એ મારો ધર્મ

છે. એ ધર્મ બજાવવા આજ હું ખુશીથી વનમાં જાઉંછું. આમ કહી તેમણે વનમાં જવાની તૈયારી કરવા માંડી.

---

પ્રશ્ન. દશરથ રાજાએ શો ઠરાવ કર્યો હતો?
પ્રશ્ન રામ તેમની પાસે ગયા ત્યારે તે કેમ બોલ્યા નહિ?
પ્રશ્ન. પિતાજીનું દુઃખ જાણી રામે તેમને શું કહ્યું?

---

## પાઠ ૬. પિતાની સેવા.

### ભુજંગી છંદ.

છડો હું હતો છોકરો છેક છોટો,
પિતા પાળી પોષી મને કીધ મોટો;
રૂડી રીતથી રાખતા રાજી રાજી,
ભલા કેમ આભાર ભૂલું પિતાજી. ૧

ચઢી છાતીએ જે ઝડી મૂછ તાણી,
કદી અંતરે રીસ આપે ન આણી;
કહ્યું મેં મુખે તે કર્યું હાજી હાજી,
ભલા કેમ આભાર ભૂલું પિતાજી. ૨

મને સારી શિક્ષા શીખાવી સુધાર્યો,
વળી આપી વિદ્યા વિવેકે વધાર્યો;

ભલી વાતના ભેદ સીધા દીધાજી,
ભલા કેમ આભાર ભૂલું પિતાજી. ૩
મને દેખી અત્યંત આનંદ લેતા,
મુખે માગી વસ્તુ મને લાવી દેતા;
પુરો પાડ તેતો ભૂલે પુત્ર પાજી,
ભલા કેમ આભાર ભૂલું પિતાજી. ૪
વડા વાંકમાં આવું તો રાંક જાણી,
દીધો દંડ દેતાં દયા દીલ આણી;
તજી સ્નેહ દેહે ન દીધી પીડાજી,
ભલા કેમ આભાર ભૂલું પિતાજી. ૫
ભણાવી ગણાવી કીધો ભાગ્યશાળી,
તથા તુચ્છ જેવી બુરી ટેવ ટાળી;
જનો મધ્ય જેથી રહી કીર્તિ ગાજી,
ભલા કેમ આભાર ભૂલું પિતાજી. ૬
જગન્નાથજી જીવતો રાખશે જો,
હયાતી તમારી અમારી હશે જો;
કરૂં સેવના સ્નેહ સાથે સદાજી,
ભલા કેમ આભાર ભૂલું પિતાજી. ૭

દલપતરામ.

---

પાજી—હલકો; નીચ.



## ગુરુની સેવા કરવા વિષે,

વિદ્યા કેરૂં દાન જે, સૌમાં શ્રેષ્ઠ ગણાય;
આપે તે ગુરુ પ્રેમથી, બદલો કેમ વળાય ?



# પાઠ ૭. ઢેડગુરુ.

પહેલાંના વખતમાં મગધ દેશમાં શ્રેણિક નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને અભયકુમાર નામનો એક બુદ્ધિશાળી પુત્ર હતો. એક વખત એ રાજાના બાગમાંથી એક ઢેડે વિદ્યાના બળથી ડાળી નમાવી કેરીઓ ચૂંટી લીધી. એ ચોરી રાજાના જાણવામાં આવી. તેણે ચોર શોધી કાઢવાનું કામ અભયકુમારને સોંપ્યું. અભયકુમારે ચતુરાઇથી ઢેડને ખોળી કાઢયો. ઢેડે ચોરી કબુલ કરી ને પોતે વિદ્યાના બળથી કેરીઓ કેવી રીતે ચૂંટી હતી તે પણ કહી સંભળાવ્યું. ઢેડની પાસેથી એ વિદ્યા શીખવાનું રાજાને મન થયું. બીજે દિવસે ઢેડને બોલાવી તેને ભોંય પર બેસાડયો ને રાજાએ ગાદી પર બેસી વિદ્યા ભણવા માંડી, પણ કેમે કરી રાજાને એ વિદ્યા મોંએ ન ચઢી! ત્યાર પછી અભયકુમારની સૂચના ઉપરથી રાજાએ ઢેડને ગુરુ તરીકે માન આપી ગાદી ઉપર બેસાડયો, ને પોતે નીચે બેસી વિદ્યા ભણવા લાગ્યો. આ વખતે રાજાને તરત વિદ્યા મોંએ ચઢી ગઈ! એ વખતથી રાજા ઢેડને ગુરુ તરીકે માન આપવા લાગ્યો.

---

પ્રશ્ન- રાજાને પ્રથમ વિદ્યા કેમ ન આવડી?
પ્રશ્ન. પાછળથી તેને વિદ્યા કેમ આવડી?
પ્રશ્ન, સારી રીતે વિદ્યા મેળવવાને શું કરવું?

---

# પાઠ ૮. ગુરુ ભક્તિ.

દક્ષિણમાં શિવાજી કરીને એક પ્રતાપી રાજા થઈ ગયા. તેમના ગુરુનું નામ રામદાસ સ્વામી હતું. રામદાસ સ્વામી સમર્થ વિદ્વાન ને ઈશ્વરના મોટા ભક્ત હતા. શિવાજી મહારાજ તેમના ઉપર ઘણો પ્રેમ રાખતા. એક વખત તેમને ગુરુનાં દર્શન કરવાની ઇચ્છા થઈ. રામદાસ સ્વામી એકજ ઠેકાણે રહેતા નહિ. પણ સતારાની આજુબાજુનાં તીર્થોમાં હંમેશાં ફર્યા કરતા. શિવાજીએ તેમની ઘણી તપાસ કરી પણ તે આવ્યા નહિ. આથી તેની દીલગીરીનો પાર ન રહ્યો. ગમે તેમ થાય તો પણ ગુરુનાં દર્શન કર્યા વિના ભોજન નહિ કરવાનો તેમણે ઠરાવ કર્યો. પછી તે પગે ચાલી આજુબાજુ બધે ફરી ગુરુની શોધ કરવા લાગ્યા. આખરે એક વાડીમાં તેમને ગુરુનાં દર્શન થયાં. શિવાજી ઘણા પ્રેમથી તેમને પગે લાગ્યા. પછી તેમણે પોતાને ઉપદેશ આપવા માટે ઘણી આજીજી કરી. શિવાજીનો આવો નિર્મળ પ્રેમ જોઈ ગુરુએ તેમને ઉપદેશ આપ્યો. શિવાજી મહારાજ રાજકાજમાં હંમેશાં તેમની સલાહ લેતા ને તેમની આજ્ઞા મુજબ ચાલતા.

---

પ્રશ્ન. ગુરુનાં દર્શન કરવા માટે શિવાજીએ શું કર્યું?
પ્રશ્ન. ગુરુએ તેમને શાથી ઉપદેશ આપ્યો?

# પાઠ ૯. રામ અને લક્ષ્મણ.

રામ અને લક્ષ્મણ વિશ્વામિત્ર ગુરુની સાથે એક વખત મિથિલા નગરીમાં ગયા હતા. તે વખતે એ નગરને સુશોભિત બનાવ્યું હતું. બધા રસ્તા ધજા, બાવટા ને તોરણોથી શોભી રહ્યા હતા. રાજમહેલ હીરામોતીથી શણગાર્યો હતો, બધાં દેવળો જુદા જુદા રંગનાં ચિત્રોથી શોભતાં હતાં. રાજાનાં હાથી ઘોડા, ગાય વગેરે જાનવરોને પણ સવારી માટે તૈયાર કર્યાં હતાં. નગરની આવી મનોહર શોભા જોવાને રામ લક્ષ્મણને ઇચ્છા થઈ, તેથી તેમણે ગુરુ પાસે રજા માગી. સાંજ પડતા પહેલાં મુકામે પાછા આવવાનું કહી ગુરુએ તેમને રજા આપી.

પછી બંને ભાઈ શહેરમાં ફરીને સઘળી શોભા જોવા લાગ્યા. ફરતા ફરતા તે રાજમહેલ પાસે આવી ચઢ્યા. ત્યાં રાજાનો શણગારેલો હાથી ઉભો હતો. તેને જોવાને ઘણાં માણસો ભેગાં થયાં હતાં. એ જોતાં જોતાં રામને ગુરુની આજ્ઞા સાંભળી આવી. તેમણે લક્ષ્મણને કહ્યું, ભાઈ, જો આપણે અહીં વધારેવાર થોભીશું તો સાંજ પડી જશે ને તેથી ગુરુની આજ્ઞા પ્રમાણે મુકામે જઇ પહોંચાશે નહિ. આથી વધારે જોવાનો લોભ છોડી દઈ બંને ભાઈ પાછા વળ્યા ને ઉતાવળા ઉતાવળા ગુરૂ પાસે જઇ પહોંચ્યા. પોતાની આજ્ઞા મુજબ બંને ભાઈને પાછા આવેલા જોઈ ગુરુને ઘણો આનંદ થયો.

---

પ્રશ્ન. ગુરુએ રામ લક્ષ્મણને શું કહી રજા આપી ?
પ્રશ્ન. જોવાનું મૂકી બંને ભાઇ પાછા કેમ ગયા?
પ્રશ્ન. ગુરૂને શાથી આનંદ થયો ?



## સોબત વિષે.

સંગ પ્રમાણે રંગ પણ, મન પર બેસી જાય;
સુખ સારી સોબત થકી, નરસીથી દુઃખ થાય.



# પાઠ ૧૦. લુચ્ચું શિઆળ.

એક વગડામાં હરણને કાગડો રહેતાં હતાં. તેમને સારી દોસ્તી હતી. ત્યાં એક ખંધું શિઆળ પણ રહેતું હતું. તે એક વેળા પેલા હરણ સાથે દોસ્તી કરવા આવ્યું. હરણે તેનો સ્વભાવ જાણ્યા વિના તેની દોસ્તી કરી. કાગડાએ એની દોસ્તી નહિ કરવાને હરણને ઘણુંએ સમજાવ્યું, પણ તેણે માન્યું નહિ.

વગડાનો ચારો ચરી હરણ ખૂબ તાજું થએલું હતું. પેલા શિઆળે તેને મારી ખાવાનો વિચાર કર્યો. હરણને તે રોજ એક અનાજના ખેતરમાં તેડી જવા લાગ્યું. ત્યાં તેને પેટ ભરીને ખાવા મળતું. ખેતરનો ધણી તેને પકડવાને માટે ઘણી તજવીજ કરતો, પણ તે પકડાતું નહિ. એક વખત તેને પકડવાને માટે પેલા ખેડુતે જાળ બાંધી. હરણ એમાં પકડાઈ ગયું. પેલું શિઆળ ખેતર બહાર ઉભું હતું. હરણને જાળમાં સપડાએલું જોઈ તે ખુશી થયું. હરણે તેને કહ્યું, ભાઈ, જો તું દાંતવડે આ જાળ કાપી નાખે તો હું અહીંથી છુટું.

શિઆળે કહ્યું, કે મિત્ર, આ જાળ તો આંતરડાંની બનાવેલી છે. આજે મારે ઉપવાસ છે તેથી હું મોંમાં ઘાલીશ નહિ. આમ કહી ત્યાંથી થોડે છેટે એક જાળું હતું

તેમાં ભરાઈ ગયું. હમણાં હરણ મરણ પામશે ને મને તેનું માંસ ખાવાનું મળશે એમ ધારી તે હરખાવા લાગ્યું.

---

પ્રશ્ન. હરણને કાગડાએ શું કહ્યું?
પ્રશ્ન. શિયાળ હરણને ચરવા કેમ લઈ જતું?
પ્રશ્ન. તેણે જાળ કેમ કાપી નહિ?
પ્રશ્ન. શા વિચારથી તે હરખાયું?

---

## પાઠ ૧૧. લુચ્ચું શિઆળ—ભાગ ૨.

સાંજ સુધી હરણ ઘેર ગયું નહિ તેથી તેના મિત્ર કાગડાને ઘણી ચિંતા થઈ. તેણે વિચાર કર્યો કે નક્કી હરણ આજે કંઈ આફતમાં આવી પડયું હશે. આથી તે તેને શોધવા નીકળ્યો. ફરતો ફરતો તે પેલી જાળ પાસે આવી પહોંચ્યો. હરણને તેમાં સપડાએલું જોઈ કાગડાએ પૂછયું, ભાઈ, તું અહીં શી રીતે પકડાયું? હરણે શિઆળની લુચ્ચાઈની સઘળી વાત કહી સંભળાવી.

એવામાં ખેતરનો ધણી ત્યાં આવતો જણાયો. તેને જોઈ હરણના તો હોશજ ઊડી ગયા. તેણે કાગડાને કહ્યું, મિત્ર, તમે મને કોઈ રીતે બચાવી શકશો? કાગડાએ કહ્યું, ફીકર નહિ. તું છાનુંમાનું અંદર પડી રહે. જયારે હું બોલું ત્યારે તું એકદમ ઊઠીને નાસી જજે.

હરણે કાગડાના કહેવા પ્રમાણે કર્યું. પેલા ખેડુતે જાળ પાસે આવી જોયું, તો તેમાં હરણ મરી ગયું હોય એવું જણાયું. તેણે તેને બહાર ફેંકી દીધું. એ વખતે કાગડાએ કા કા એવો અવાજ કર્યો, એટલે હરણ ઊઠીને નાઠું. તેને નાસતું જોઈ પેલા ખેડુતને રીસ ચઢી. તેણે તેની પાછળ છુટી લાકડી ફેંકી. હરણને તે વાગી નહિ પણ જાળામાં ભરાઈ રહેલા પેલા લુચ્ચા શિઆળને વાગી ને તેથી તે મરણ પામ્યું.

---

**પ્રશ્ન.** હરણને કાગડાએ શી રીતે છુટું કર્યું ?
**પ્રશ્ન.** શિઆળને લુચ્ચાઈનું ફળ કેવું મળ્યું ?

---

## પાઠ ૧૨. દુર્યોધન અને શકુનિ.

રાણી કૈકેયી પાસે મંથરા નામે નઠારા સ્વભાવની દાસી હતી. તેની શિખામણથી કૈકેયીએ દશરથ રાજા પાસે ભરતને ગાદી અપાવી ને રામને વનમાં મોકલાવ્યા એ વાત તમે વાંચી ગયા છો. આજે એવી બીજી એક વાત કહું છું.

હસ્તિનાપુરમાં પાંડવોનો પિતરાઈ ભાઈ દુર્યોધન રાજ્ય કરતો હતો. નઠારા માણસોની સોબતથી તે પાંડવોને દુઃખ દેવા હંમેશાં પ્રયત્ન કરતો. તેના સગાઓમાં શકુનિ મુખ્ય

હતો. તે ઘણો નિર્દય અને અદેખો હતો. દુર્યોધન દરેક કામમાં તેની સલાહ લેતો.

પાંચે પાંડવોમાં ભીમ ઘણો બળવાન હતો. તેનો નાશ કરવા માટે શકુનિએ દુર્યોધનને સમજાવ્યું. દુર્યોધને કપટથી તેને ઝેરના લાડુ ખવરાવ્યા, પણ તેથી ભીમનું મોત ન થયું. ત્યારપછી પાંડવોએ દુર્યોધન પાસેથી અર્ધું રાજ્ય લીધું, ને તે ઇંદ્રપ્રસ્થ નામનું નગર વસાવી ત્યાં રાજ્ય કરવા લાગ્યા.

પાંડવોને સુખેથી રાજ્ય કરતા જોઈ શકુનિને અદેખાઈ થઈ આવી. તેમનો નાશ કરવાની તેણે દુર્યોધનને સલાહ આપી. દુર્યોધને તેનું કહેવું માન્યું. પછી શકુનિએ પોતાના એક મિત્ર પાસે લાખનું ઘર તૈયાર કરાવ્યું. તે બતાવવાને બહાને દુર્યોધન પાંડવોને તેમાં લઈ ગયો. પછી રાતે લાગ જોઈ તેણે ઘર સળગાવી મૂકયું, પણ પાંડવો તેમાંથી જીવતા નીકળી નાઠા.

---

**પ્રશ્ન.** દુર્યોધન કોની સલાહ પ્રમાણે ચાલતો ?
**પ્રશ્ન.** શકુનિ સ્વભાવે કેવો હતો ?
**પ્રશ્ન.** ભીમને મારવાનો તેણે શો પ્રપંચ રચ્યો ?
**પ્રશ્ન.** લાખનું ઘર તેણે શામાટે કરાવ્યું ?

---

# પાઠ ૧૩. સુલતાન અહમદશાહ.

ગુજરાતના જે સુલતાને અમદાવાદ શહેર વસાવ્યું તેનું નામ અહમદશાહ હતું. એના દાદાનું નામ ઝફરખાં હતું. અહમદશાહ નાનપણથી નઠારા માણસોની સોબતમાં રહેતો. એ સોબતીઓમાંના કેટલાકે ઝફરખાંને મારી નાખી અહમદશાહને સુલતાન થવા સમજાવ્યું. તે ઉપરથી અહમદશાહે એક ઝેરનો પ્યાલો તૈયાર કર્યો ને તે પી જવા ઝફરખાંને ફરજ પાડી. ઝફરખાં ઘરડો ને બહુ ભલો હતો.

અહમદશાહે નઠારા માણસોની સોબતથી આ કામ કર્યું છે એમ તે જાણી ગયો. તેણે એને શિખામણ દીધી, કે જેમની સલાહથી તેં આ કામ કર્યું છે તેમની સોબત હવે તું છોડી દેજે, ને સારા માણસોની સોબત કરજે. આમ કહી તે ઝેર પી ગયો. અહમદશાહને પાછળથી આ પાપી કામ માટે ઘણો પસ્તાવો થયો. એ વખતથી તેણે નઠારા માણસોની સોબત છોડી દીધી. ગાદીએ બેઠા પછી ચાર પવિત્ર પુરુષોની સોબતમાં તે રહેતો ને તેમની સલાહ પ્રમાણે રાજ્યકારભાર ચલાવતો.

---

પ્રશ્ન. અહમદશાહને તેના મિત્રોએ શી સલાહ આપી?
પ્રશ્ન. ઝફખાંએ ઝેર પીતાં શું કહ્યું?
પ્રશ્ન. દાદાની શિખામણ પ્રમાણે અહમદશાહ ચાલ્યો કે નહિ?

# પાઠ ૧૪. સારી સોબત વિષે.

## ભુજંગી છંદ.

સુસંગે થશે બુદ્ધિની શુદ્ધિ સારી,
સુસંગે નકી બુદ્ધિ નાસે નઠારી;
સુસંગે મળે કષ્ટ કેરા કિનારો,
સજો લોક સૌ કો સદા સંગ સારો. ૧

સુસંગે સુખી સર્વ સંસાર માંહી,
સુસંગે નહિ કષ્ટ પામોજ કાંહી;
સુસંગે વસી વાત સાચી વિચારો,
સજો લોક સૌકો સદા સંગ સારો. ૨

સુસંગે રહે કોટિધા કીર્તિ થાશે,
સુસંગે જુઓ જન્મનાં દુઃખ જાશે;
સુસંગે હમેશાં ગુણો છે હજારો,
સજો લોક સૌકો સદા સંગ સારો. ૩

સુસંગે પરિગ્રહમાં થાય પ્રીતિ,
સુસંગે કદી ઉપજે ના અનીતિ;
સુસંગે મળે પુણ્ય કેરો પટારો,
સજો લોક સૌકો સદા સંગ સારો, ૪

સુસંગે થશે મિત્રતા સર્વ સાથે,
સુસંગે કદી આળ આવે ન માથે;
સુસંગે મટે ભ્રમનો ભારી ભારો,
સજો લોક સૌકો સદા સંગ સારો. ૫

સુસંગે બળે પાપ સંતાપકારી,
સુસંગે મળે માનવીને મુરારી;
સુસંગે ટળે કાળજાના વિકારો,
સજો લોક સૌ કો સદા સંગ સારો. ૬

સુસંગે રહો તો રૂડાં કામ થાશે,
સુસંગે યથા યોગ્ય મુક્તિ જણાશે;
સુસંગે રહી ધર્મનો મર્મ ધારો,
સજો લોક સૌકો સદા સંગ સારો. ૭

દલપતરામ.



કોટિધા—કરોડ પ્રકારે. | મર્મ—ભેદ.
ભ્રમ—વહેમ. | મુરારી—પરમેશ્વર.





## ઉદ્યોગ વિષે.

આ સૃષ્ટિમાં શ્રમ વિના, મળે ન વસ્તુ અભિષ્ટ;
વગર વલોવે દહીં થકી, મળે ન માખણ મિષ્ટ.

દલપતરામ.



# પાઠ ૨૫. કામમાં કાળજી.

મહારાણીશ્રી વિકટોરિઆનું નામ તો તમે સાંભળ્યું છે. વિલાયત ને દરિઆ પારના બીજા ઘણા દેશો પર લાંબી મુદ્દત સુધી રાજ્ય ચલાવી હમણાંજ તે દેવલોક પામ્યાં છે. તે વિશાળ રાજ્યનાં માલિક હોવા છતાં જરા વાર પણ આળસ કરી બેસી રહેતાં નહિ. પોતાના દરરોજના કામમાં તે ઘણી કાળજી ને ખંત રાખતાં.

એક વખત વડા વજીરે હિસાબના કેટલાક કાગળો મહારાણીજી પાસે મૂકી તે પર સહી કરવા કહ્યું. એ કાગળો પર આંકડાની હારબંધ એટલીતો રકમો હતી કે તે ગણતાં કોઈ કસાએલો કારકુન પણ કંટાળી જાય. મહારાણીએ આ કાગળો જોયા એટલે તેના પર આંખો મીચી સહી કરી નહિ, પણ પોતાની પેન્સિલ કાઢી જાતે રકમો ગણી જોઈ ને પછી સહી કરી આપી.

બીજા એક પ્રસંગે વજીરે સહી કરવા માટે રાણીજી પાસે ચૌદ કાગળો રજુ કર્યા. રાણીજીએ તે સઘળા વાંચી જોઈ તેના પર સહી કરી આપી. બીજે દિવસે તેજ કાગળની બીજી નકલો તેણે સહી માટે આણી. રાણીજીએ કહ્યું, કે કાલે ચૌદ કાગળો હતા ને આજે સોળ છે તેનું કારણ શું ? વજીરે કહ્યું કે બીજા બે કાગળની જરૂર પડી તેથી તેની

નકલો આના ભેગી રજુ કરી છે. રાણીએ કહ્યું, એ બે કાગળો જુદા કાઢો. થોડીવાર પછી હું તે તપાસીને સહી કરી આપીશ.

---

**પ્રશ્ન.** મહારાણીજી સહી કરતા પહેલાં શું કરતાં?
**પ્રશ્ન.** તેમણે બે કાગળો જુદા કેમ કઢાવ્યા?

---

## પાઠ ૧૬. જાતમહેનત વિષે.

### ચોપાઈ.

જાતે કરવાં જુગતાં કામ,
જેથી જશ જામે સુખ ધામ;
પરની પરહરીએ દરકાર,
જાતે નિજનો વેઠી ભાર. ૧

પરની આશા કરે નિરાશ,
પરની આશા આપે ત્રાસ;
પરને પોતામાં બહુ ફેર,
તેની કેમ ન કરીએ પેર? ૨

પરની આશા દુઃખનું મૂળ,
પરની આશા સઘળી સૂળ;
પરની લાલચ કીજે પરી,
જાતિબળ જુક્તિ વાપરી. ૩

હરકતમાં બરકત બહુ હોય,
હુન્નર નર સુખદાયક સોય;
કામ કર્મની કે'તી ખરી,
વે'તી તે કરીએ કેમ જરી ? ૪

જાતિ મે'નત જુગદાધાર,
અંતે તારી ઉતારે પાર;
પ્રેમ નેમ ત્યારે પરખાય,
જ્યારે પંડે પીડા થાય. ૫

'કહાનકાવ્ય.

કે'તી—કહેવત વે'તી—જતી.

## પાઠ ૧૭. રાજકુંવર અને સુલતાન.

મહારાજા પાંચમા જૉર્જ નાનપણમાં એલેકઝાન્ડ્રા આગબોટમાં કામ શીખતા હતા. ત્યાં તેઓ સાધારણ માણસની પેઠે ઉમંગથી કામ કરતા. એક વખત તેમની આગબોટ ઉપર તુર્કસ્તાનનો સુલતાન તેમને મળવા આવ્યો. એ વખતે હોડીઓમાંથી આગબોટમાં કોલસા ભરવાનું કામ ચાલતું હતું. રાજકુમાર જૉર્જ તે કામ ઉપર દેખરેખ રાખતા હતા. કોલસાની ધુળથી તેમનું શરીર ને કપડાં તદ્દન કાળાં થઈ ગયાં હતાં. એથી સુલતાને તેમને ઓળખ્યા નહિ. સુલતા-

નને આગબોટના બધા ભાગ બતાવવાનું કામ આપણા રાજકુમારને સોંપવામાં આવ્યું. તેમની સાથે ફરી રહ્યા પછી સુલતાને પૂછ્યું, કે મારે ઇંગ્લાંડના રાજકુમારને મળવાની ઇચ્છા છે. પણ તેઓ કંઈ આવે વખતે મળે એમ નહિ હોય. જ્યારે કુમારના બોલવાથી તેઓ સમજ્યા, કે જેમને મળવા તેઓ માગતા હતા, તેઓ તેમની પાસેજ ઉભા હતા ને એક સાધારણ અમલદારની પેઠે હલકામાં હલકું કામ પણ કરતાં પાછા હઠે એવા ન હતા ત્યારે તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

---

પ્રશ્ન રાજકુમાર આગબોટ ઉપર શું કામ કરતા હતા?
પ્રશ્ન સુલતાને તેમને કેમ ઓળખ્યા નહિ?
પ્રશ્ન સુલતાનને આશ્ચર્ય શાથી લાગ્યું?

---

## પાઠ ૧૮. વર્તમાનપત્ર વેચનારો છોકરો.

સ્વામી સત્યદેવ વિદ્યાભ્યાસ કરવા માટે અમેરિકા ગયા હતા. એક દિવસ ત્યાંની એક ટપાલ ઓફિસમાંથી કાગળ લઈ તે ઘેર જતા હતા. રસ્તામાં તેમને એક છ વરસની ઉંમરનો છોકરો મળ્યો. તે વર્તમાનપત્ર વેચતો હતો. તેણે સ્વામીને કહ્યું, સાહેબ, આ વર્તમાનપત્ર આપ વેચાતું લેશો?

સત્યદેવ—નહિ, મારે તે જોઈતું નથી.

છોકરો—એની કિંમત માત્ર એકજ પૈસો છે.

સત્યદેવ—ગમે તેટલી હોય પણ મારે તે નથી જોઈતું.

છોકરો—મહેરબાની કરી આ ખરીદો. એક પૈસો કાંઇ મોટી રકમ નથી.

સત્યદેવ—છોકરા, તારો બાપ ઘણો ગરીબ છે, કેમ ?

છોકરો—આપ એમ કેમ પૂછો છો ?

સત્યદેવ—તું વર્તમાનપત્ર વેચે છે માટે.

છોકરો—શું વર્તમાનપત્ર વેચનારા બધાં ગરીબ હોય છે ?

સત્યદેવ—ના, પણ તું આટલી નાની ઉંમરનો છે અને અત્યારથીજ ધંધે કેમ લાગ્યો છે ?

છોકરો—મારા બાપ ગરીબ નથી, પણ તેમની મદદ ઉપર આધાર રાખી બેસી રહેવું મને ગમતું નથી. આ પહેરેલાં કપડાં મેં મારી મહેનતતથી પેદા કર્યાં છે. મારો સઘળો ખરચ હું જાતમહેનથી મેળવું છું. એ સિવાય બેંકમાં મારા દોઢસો રૂપીઆ જમા છે.

---

પ્રશ્ન. સ્વામી અમેરિકામાં કેમ ગયા હતા ?
,, છોકરો પેપર કેમ વેચતો હતો ?

# પાઠ ૧૯. કાળજીથી કામ કરનારો છોકરો.

એક વખત એક ગરીબ છોકરો ભણવાની ઉમેદથી એક નિશાળમાં દાખલ થવા ગયો. તે ઘણો ગંદો હતો તેથી તેને નિશાળમાં દાખલ ન કર્યો. આથી છોકરો નિરાશ ન થયો. તે આખો દિવસ નિશાળ આગળ બેસી રહ્યો. તે પોતાની લાયકાત બતાવી નિશાળમાં દાખલ થવાની તક ખોળતો હતો. એ નિશાળમાં વિદ્યાર્થીઓને દાખલ કરવાનું કામ એક બાઈના હાથમાં હતું. તે ફરતી ફરતી પેલા છોકરા પાસે આવી ચઢી. તેણે પેલા છોકરાને એક ઓરડી વાળી સ્વચ્છ કરવાનું કામ સોંપ્યું. છોકરાને તો જોઈતું હતું ને તે મળ્યું. રાજી થતો થતો તે ઓરડી વાળવા ગયો. આખી ઓરડી તેણે બે ત્રણ વખત વાળી નાખી. પછી બે ચાર વાર રૂમાલ વડે બધી ભીંતો ઝાપટી નાખી. અંદરનો બધો સામાન પણ તેણે રૂમાલ વડે સાફ કરી નાખ્યો. થોડી વાર પછી પેલી બાઈ ઓરડી તપાસવા આવી. તેણે બધી ભીંતો, જમીન, તાકાં, મેજ, ખુરસી, બારણાની પાછલી બાજુ, એમ બધે ઠેકાણે પોતાનો સ્વચ્છ રૂમાલ ઘસી જોયો. ધૂળનો એક કણ પણ તેને ચોંટેલો જણાયો નહિ. આથી તે બાઈ ખુશી

થઈ ને બોલી, છોકરા, આ શાળામાં દાખલ થવાને તું ખરે-ખરો લાયક છે. આમ કહી તેને શાળામાં દાખલ કીધો. આ છોકરો તે બૂકર. ટી. વોશિંગ્ટન.

---

**પ્રશ્ન.** છોકરો શા વિચારથી નિશાળ આગળ બેસી રહ્યો?
„ તેને પેલી બાઇએ શું કામ સોંપ્યું,
„ તેણે છોકરાને નિશાળમાં દાખલ કેમ કીધો?

---

# પાઠ ૨૦. ઉદ્યમ વિષે.

### મનહર છંદ.

ઉદ્યમથી આગગાડી, આગબોટ આદિ યંત્ર,
ઉદ્યમથી વાટવિના દીવા પ્રગટાય છે;
ઉદ્યમથી વિજળીને, વશ કરી રાખે લોક;
ઉદ્યમથી જળ તેજ, પવન સહાય છે;
ઉદ્યમથી આકાશમાં, ઊડવાનું બની શકે,
ઉદ્યમથી સરસ સરસ શોધ થાય છે,
ઉદ્યમથી સૂર્યચંદ્ર લોકમાં ચઢાઈ શકે,
ઉદ્યમથી આકાશનું અંતર મપાય છે. ૧

ઉદરની ચિંતા કશી, ઉદ્યમીને હોય નહિ,
ઉદ્યમીની આગળ ધનિક ધક્કા ખાય છે;
ઉદ્યમી આકાશને પાતાળ એક કરી શકે,
ઉદ્યમી ઉભય લોક માંહી વખણાય છે;
ઉદ્યમીને ઈશ્વરનું પદ પણ દૂર નથી,
ઉદ્યમી સહજવારમાંહી વધી જાય છે;
કેશવ કહું શું કલ્પવૃક્ષ કે તે કામધેનુ,
ચિંતવ્યા પ્રમાણે લાભ અપાર પમાય છે. ૨

ઉભય—એ, આલોકને પરલોક. કેશવકૃતિઃ

---

# પાઠ ૨૧. સૈયદ અહમદની સાચવટ.

એક વખત દિલ્હીના પાદશાહે રાજ્યના લાયક માણસોને ખિતાબ આપવાનો વિચાર કર્યો. ઠરાવેલા દિવસે સવારમાં દરબાર ભરી પાદશાહે ખિતાબો વહેંચી આપ્યા. પછી તેઓ દરબારમાંથી ઊઠી મહેલમાં જવા તૈયાર થયા. તે વખતે એક જુવાન છોકરો દોડતો દોડતો ત્યાં આવી પહોંચ્યો. તેને પોતાની પાસે આવતો જોઈ પાદશાહે પૂછ્યું, છોકરા, આજે તું મોડો કેમ આવ્યો? સવારમાં હાજર થવાનું હતું, તે શું તું ભૂલી ગયો?

છોકરો હાથ જોડી બોલ્યો, જહાંપનાહ, સવારમાં મને ઘણી ઊંઘ આવી ગઈ તેથી હું મોડો ઊઠયો. વળી રસ્તામાં પણ મેં મારો ઘોડો ધીમો ચલાવ્યો તેથી મને આવતાં મોડું થયું.

છોકરાનું આવું બોલવું સાંભળીને દરબારના બધા માણસો અને ખુદ પાદશાહ પણ નવાઈ પામ્યા. આ છોકરો આમ સાચું કહી દેશે એમ કોઈ ધારતું ન હતું, પણ આ છોકરાને તો સાચું બોલવાની ટેવજ હતી, તેથી જરા પણ ગભરાયા વિના તે સાચું બોલ્યો. આથી પાદશાહે પ્રસન્ન થઈ તે છોકરાને પોતાની કોટમાંનો મોતીનો હાર ને એક કીમતી રત્ન ભેટ આપ્યાં.

આ છોકરાનું નામ સર સૈયદ અહમદ હતું. આપણા દેશમાં તેમનું નામ ઘણું પ્રસિદ્ધ છે. અલીગઢમાં મુસલમાની પાઠશાળા સ્થાપનાર આ મહાપુરૂષ છે.

---

પ્રશ્ન. સૈયદ અહમદ દરબારમાં મોડા કેમ ગયા ?
,, પાદશાહ તેમના પર શાથી પ્રસન્ન થયા ?



## સત્ય વિષે.

સાચામાં સુખ છે ઘણું, સાચે સૌને સ્નેહ;
સાચે રાચે જગપતિ, સાચે શોભે દેહ.

દલપતરામ.



# પાઠ ૨૨. ટટ્ટુની રમત.

જોર્જ વોશિંગ્ટનની સાચવટની એક વાત તમે ત્રીજી ચોપડીમાં વાંચી ગયા છો. બીજી એવીજ વાત સાંભળો.

તેમને ઘેર એક સુંદર ટટ્ટુ હતું. તેમની માને એ ઘણું વહાલું હતું. તે નાનું હોવાથી તેના પર બેસવાની કોઇને છુટ ન હતી. એક દિવસ એ ટટ્ટુ આંગણામાં ફરતું હતું, એવામાં વોશિંગ્ટન અને એમના ગોઠીઆ નિશાળેથી છુટી-ને ઘેર આવ્યા. વોશિંગ્ટને પોતાના ગોઠીઆઓને કહ્યું, જે કોઈ આ ટટ્ટુ પર બેસી તેને સામેના મેદાનમાં ફેરવી લાવે તે ખરો. પેલા ગોઠીઆઓએ વારાફરતી ટટ્ટુ પર ચઢવા પ્રયત્ન કર્યો, પણ કોઈનાથી ચઢી શકાયું નહિ. એ જોઈ વોશિંગ્ટન હસતા હસતા ટટ્ટુ પાસે ગયા ને તેની કેશવાળી ઝાલી છલંગ ભરી સવાર થઈ ગયા. પછી એડી મારી તેને ખૂબ દોડાવ્યું, ને મેદાનમાં ફેરવી પાછું આણ્યું. ટટ્ટુ ઉપરથી તે ઉતરી પડયા કે તરત તે નીચે પડી મરણ પામ્યું. એ જોઈ એમના ગોઠીઆ તો ગભરાઈ મુઠીઓ વાળી નાઠા, પણ વોશિંગ્ટન તો જરાએ ગભરાયા નહિ. દોડતા દોડતા ને તેમની મા પાસે ગયા, ને તેને બધી હકીકત કહી સંભળા-વી વોશિંગ્ટને પોતાનો ગુનો કબુલ કર્યો તેથી માએ રાજી થઈ કહ્યું, દીકરા, તું મારી પાસે આવી સાચું બોલ્યો

તેથી તારો વાંક માફ કરૂં છું. ટટ્ટુના મરણથી જો કે મને ઘણો શોક થાય છે, તોપણ તારાં સાચાં વચનથી હું તેને વિસારી મૂકું છું.

---

પ્રશ્ન. વૉશિંગ્ટને શો અપરાધ કર્યો હતો ?
પ્રશ્ન. મા પાસે જઈ તેમણે શું કર્યું ?
પ્રશ્ન. માએ અપરાધ કેમ માફ કર્યો ?

---

## પાઠ ૨૩. ધર્મગુરુ અને લુટારો.

જોન કેન્ટ નામનો એક જર્મન ધર્મગુરુ હતો. એક દિવસે સંધ્યાકાળે ગામડેથી ધર્મનો ઉપદેશ કરી તે ઘેર જતો હતો. રસ્તામાં તેને એક લુટારાની ટોળી મળી. તેના નાયકે જોનની સામા આવી કહ્યું, સાહેબ, અપરાધ માફ કરજો. આપની પાસે જે કંઈ હોય તે અમને ઝટ આપી દો. જોને તરતજ પોતાના ગજવામાં એક ઘડીઆળ હતું તે, ને કોટનાં પિત્તળનાં બટન કાઢી આપ્યાં. પછી નાયકે પૂછ્યું, હવે આપની પાસે કંઈ છે ? જોને કહ્યું ના, જે હતું તે બધું મેં તમને આપી દીધું છે. પછી તેણે આશળ ચાલવા માંડયું. થોડે દૂર ગયા પછી કોટના અંદરના ગજવામાં એક સોનાનો કકડો હતો તે તેને સાંભરી

આવ્યો. સોનાનો કકડો પાસે હોવા છતાં નાયક આગળ પોતે જુઠું બોલ્યો, તેથી તે પસ્તાવા લાગ્યો. ત્યાંથી પાછો ફરી તે નાયક પાસે ગયો. સોનાનો કકડો તેના હાથમાં મૂકી તેણે પોતાની ભૂલ માટે માફી માગી. જોનની આવી સાચવટ જોઈ પેલો નાયક નવાઈ પામ્યો. તેના મન પર આની ઘણી અસર થઈ. હવે તેને પોતાનાં પાછલાં બધાં પાપ માટે પસ્તાવો થવા લાગ્યો, ને તેણે એ ધંધો છોડી દીધો.

---

**પ્રશ્ન.** નાયકે જોનને શું કહ્યું ?
**પ્રશ્ન.** જોને શો જવાબ દીધો ?
**પ્રશ્ન.** રસ્તામાંથી તે પાછો કેમ વળ્યો ?
**પ્રશ્ન.** લુટારો નવાઈ કેમ પામ્યો ?
**પ્રશ્ન.** તેણે લૂટવાનો ધંધો કેમ છોડી દીધો ?

---

## પાઠ ૨૪. સુકન્યાની સાચવટ.

પહેલાંના વખતમાં આપણા દેશમાં શર્યાતિ નામનો એક રાજા થઈ ગયો. એને સુકન્યા નામની એક કન્યા હતી. એ રાજાના નગર પાસે એક સરોવર હતું. તેની આજુ-બાજુ મોટું વન હતું. એ વનમાં ચ્યવન નામના ઋષિ લાંબી મુદતથી તપ કરવા બેઠા હતા. એકજ જગાએ ઘણી મુદત સુધી સ્થિર બેસી રહેવાથી તેમના શરીર પર માટીના

થર જામી ગયા હતા. આજુબાજુ ઝાડોની ઘટા પણ ઘણી વધી ગઈ હતી, તેથી તે કોઈની નજરે પડતા નહિ.

એક દિવસ સુકન્યા સરોવર પર નાહવા માટે ગઈ હતી. નાહી રહ્યા પછી ફરતી ફરતી તે પેલા વનમાં જઈ ચઢી. ઋષિના ઉપર તેની નજર પડી ખરી, પણ તેણે તેમને ઓળખ્યા નહિ. માટીમાંથી બે આંખો ચળકતી જોઈ આ શું હશે એમ વિચારી તેણે તેમાં કાંટા ખોસી દીધા. તેથી ઋષિને ઘણું દુઃખ થયું ને તેમાંથી લોહી નીકળવા માંડયું. આ જોઈ સુકન્યા ઘણી ગભરાઈ. દોડતી દોડતી તે પિતા પાસે ગઈને તેમને પોતાનો વાંક કહી દીધો. રાજાએ ત્યાં આવી જોયું તો અંદર ઋષિને દીઠા. સુકન્યાએ અજાણતાં કરેલી કસુર માટે તેણે ઋષિને ઘણા કાલાવાલા કર્યા ને તેમની માફી માગી. પુષ્કળ ઈજાને લીધે ઋષિ આંધળા થયા. તેમની સેવા કરનાર કોઈ હતું નહિ, તેથી સુકન્યા પોતાના અપરાધની શિક્ષા ભોગવવા એમની સાથે રાજી-ખુશીથી પરણી.

---

પ્રશ્ન. વનમાં ઋષિ શું કરતા હતા?
પ્રશ્ન. સુકન્યાએ તેમની આંખોમાં કાંટા કેમ ખોસ્યા?
પ્રશ્ન. તે પિતા પાસે કેમ દોડી ગઈ?
પ્રશ્ન. તેણે ઋષિ સાથે લગ્ન કેમ કર્યું?

---

# પાઠ ૨૫. સિંહનો મંદવાડ.

એક વખત એક સિંહ માંદો પડચો. તેની સારવાર કરવા વનનાં બધાં પશુ ભેગાં થયાં, પણ તેમાં એક શિઆળ આવ્યું ન હતું. સિંહની પાસે એક વરૂ રહેતું હતું. તે ઘણું લુચ્ચું ને અદેખું હતું. તેણે સિંહને સમજાવ્યું, કે મહારાજ, આપની સેવામાં બધાં પશુ હાજર થયાં પણ પેલું ખંધું શિઆળ હજી સુધી આવ્યું નથી. તે ઘણું અભિમાની હોવાથી આપની સત્તા માનતું નથી. એ સાંભળીને પેલા શિઆળ ઉપર સિંહ ક્રોધે ભરાયો. એવામાં ત્યાં શિઆળ આવી પહોંચ્યું. સિંહનો ક્રોધ જોઈ તે બધી રમત પારખી ગયું. આજીજી કરી તે બોલ્યું, મહારાજ, આપના મંદવાડની ખબર સાંભળી બધાં પશુ અહીં આવ્યાં, પણ મને ઘણી ફીકર થઈ તેથી હું તો બારોબાર વૈદ પાસે ગયું. ત્યાં દવા માટે રોકાવું પડયું તેથી મને અહીં આવતાં વાર થઈ. શિઆળનું આવું બોલવું સાંભળી સિંહનો ક્રોધ શમી ગયો. તે ધીમેથી બોલ્યો, કહે, શિઆળ ભાઈ, વૈદે તને શી દવા બતાવી છે? શિઆળે કહ્યું, મહારાજ, વૈદે કહ્યું છે કે વનપતિ જો વરૂનું તાજું માંસ ખાય તો મંદવાડ મટે. શિઆળની વાત ખરી માની સિંહે પેલા અદેખા વરૂને તરત ફાડી ખાધું. એમ કર્યા છતાં તેનો રોગ ન મટ્યો, ને જતે દહાડે શિઆળની

લુચ્ચાઇ પણ તેનાં જાણવામાં આવી, તેથી તેણે તેને પણ ફાડી ખાધું.

---

પ્રશ્ન. વરૂએ સિંહને શું સમજાવ્યું ?
પ્રશ્ન. તેને તેનું કેવું ફળ મળ્યું ?
પ્રશ્ન. સિંહે શિઆળને કેમ મારી નાખ્યું ?

---

## પાઠ ૨૬. સાચે રાચે રામ.

### દોહરા.

અસત્યનો આદર કરી, બહુ થાય બદનામ;
એતો રીત અનાડીની, સાચે રાચે રામ. ૧

સાચેથી શોભે શરીર, નહિ શણગારે નામ;
સાખ વધે સંસારમાં, સાચે રાચે રામ. ૨

સત્ય વડે આકાશ આ, કરીને રહ્યું વિરામ;
સ્તંભ નથી તેને તથા, સાચે રાચે રામ. ૩

મર્યાદા ન દર્યો મૂકે, આમન્યા ધરી આસ;
સૂર્યશશી પણ ગતિ કરે, સાચે રાચે રામ. ૪

શેષ ધરે શિર પર ધરા, હૈયે ન તજે હામ;
સહુ પ્રતાપ એ સત્યનો, સાચે રાચે રામ. ૫

સત્યે વાયુ વાય છે, સરિતા વહે તમામ;
ડોલે નહિ દિગ્પાળ જો, સાચે રાચે રામ. ૬

સત્ય ગયે સરવસ ગયું, હામ દામ ને ઠામ;
એમાં અંગારો પડયો, સાચે રાચે રામ. ૭

વિપદ પડી હરિશ્ચંદ્ર નૃપ, પણ મૂકી નહિ મામ,
સંકટ સહુ શોષણ કર્યું, સાચે રાચે રામ. ૮

સત્ય ન તજ્યું સીતા સતી, ભલી દમયંતી ભામ;
અમર રહ્યાં આ લોકમાં, સાચે રાચે રામ. ૯

પ્રહલાદે પીડા ખમી, ગણ્યું અસત્ય હરામ
વિજય થયો તો સત્યનો, સાચે રાચે રામ. ૧૦

વધે માન બહુ સત્યથી, સૌ જન કરે સલામ;
પાંચે મળે પદારથો, સાચે રાચે રામ. ૧૧

ખાંચે જૈશ ન જૂઠના, વાંચે જો વિશ્રામ;
માંચે બેચીશ ભોજના, સાચે રાચે રામ. ૧૨

અગ્નિની અંદર ધરે, પડે પિત્તળ તો શામ;
બળે બુલાખી સ્વર્ણનહિ સાચે રાચે રામ. ૧૩

કાવ્યકૌસ્તુભ.

---

| | |
|---|---|
| અનાડી—મૂર્ખ; જંગલી | દામ—પૈસા. |
| રાચે—રીઝે. | મામ—મોટાઈ. |
| સરિતા—નદી. | વાંચે—ઇચ્છે. |
| દિગ્પાળ—દિશાઓનું રક્ષણ કરનાર દેવ. | સ્વર્ણ—સોનું |

---

# પાઠ ૨૭. વીરેશ્વરનું પ્રમાણિકપણું.

વીરેશ્વર નામનો એક છોકરો હતો. તે બંગાળાના બાંદા નામે શહેરમાં રહેતો હતો. એક દિવસ તે શહેર બહારના બગીચામાં ફરતો હતો. ત્યાંથી તેને રૂપીઆની એક કોથળી જડી. વીરેશ્વરે એ કોથળી તેના ખરા માલીકને શોધી કાઢી આપવાનો નિશ્ચય કર્યો. ત્યાંથી તે થોડેક છેટે ગયો એટલે એક કાબુલી તેને સામો મળ્યો. તે ગભરાએલો

ચહેરે વીરેશ્વરના સામું ટગર ટગર જોઈ રહ્યો. વીરેશ્વરે તેને પૂછ્યું, તમારૂં કંઈ ખોવાયું છે? , કાબુલીએ કહ્યું, હું થોડી વાર ઉપર અહીં રૂપીઆની એક કોથળી ભૂલી ગયો છું. એ કોથળી મારા માલીકની છે ને તેમાં પાંચ હજાર રૂપીઆ છે. વીરેશ્વરે તરત કહ્યું, લો, આ રહી તમારી કોથળી. અંદરના રૂપીઆ તપાસી લો. કાબુલીએ રૂપીઆ તપાસી જોયા . તો તે પુરેપુરા જણાયા. બાર ચૌદ વરસની ઉંમરના બાળકનું આવું પ્રમાણિકપણું જોઈ પેલો કાબુલી ઘણો ખુશી થયો. તેણે વીરેશ્વરને ઇનામ તરીકે પાંચ રૂપીઆ આપવા માંડયા, વીરેશ્વરે તે લીધા નહિ ને કહ્યું, મેં તમારા રૂપીઆ તમને પાછા આપ્યા એમાં ઇનામ શાનું? માત્ર મેં તો મારી ફરજ બજાવી છે. વીરેશ્વરનાં આવાં વચન સાંભળી પેલો કાબુલી ઘણો ખુશી થયો. પછી તે તેનો ઉપકાર માની ચાલતો થયો.

---

પ્રશ્ન. રૂપીઆની કોથળી લઈ વીરેશ્વરે શો વિચાર કર્યો?

પ્રશ્ન. કાબુલીએ તેને ઇનામ કેમ આપવા માંડયું?

પ્રશ્ન. વીરેશ્વરે શું કહ્યું?

---

# પાઠ ૨૮. ગીધ અને ઘુવડની લડાઈ.

એક વખત એક ગીધ અને ઘુવડ એક માળા માટે લડતાં હતાં. ગીધ કહે, આ માળો મારો અને ઘુવડ કહે મારો. લડાઈ લાંબી મુદત સુધી ચાલી પણ તેનો નિકાલ ન થયો. એવામાં ત્યાં થઈને વિમાનમાં બેસીને **શ્રી રામચંદ્રજી** જતા હતા. પેલાં પક્ષી તેમની પાસે ન્યાય કરાવવા ગયાં.

ઘુવડ હાથ જોડી કરગરીને બોલ્યો, મહારાજ, આ ગીધ મારા માળામાં પેસી જાય છે, ને કહે છે કે માળો તો મારો છે. હું તેને ઘણીએ ના કહું છું છતાં તે માનતો નથી. ઘુવડનું કહેવું સાંભળી રામચંદ્રજીએ ગીધને પૂછયું, તારે આ સંબંધી કંઈ કહેવું છે? ગીધે કહ્યું, રાજાજી, એ માળો મારો છે. ઘુવડ તો ગળે પડે છે. એનો માળો કેવો ને વાત કેવી!

બંનેનું કહેવું સાંભળી રાજાએ ગીધને પૂછયું, જો એ માળો તારો હોય તો તેં ક્યારે બાંધ્યો તે કહે. ગીધે કહ્યું, મહારાજ, આ પૃથ્વી પણ ન હતી તે પહેલાંનો મારો માળો છે. પછી રાજાએ ઘુવડને પૂછયું, જો માળો તારો હોય તો તેં ક્યારે બાંધ્યો તે કહે. ઘુવડે કહ્યું, આ પૃથ્વી બન્યા પછી તેના ઉપર ઝાડ ઉગ્યાં. એ ઝાડ ઉપર મેં ઘણી મહેનત કરી આ માળો બાંધ્યો. ઘુવડનું કહેવું રાજાને ખરૂં

લાગ્યું. તેમણે ગીધને કહ્યું, પૃથ્વીના આધાર વિના ઝાડ શી રીતે ઉગે? ઝાડ વિના માળો શી રીતે બંધાય? આ માળો તારો નથી પણ ઘુવડનો છે, માટે તે હું તેને સોંપું છું. આમ કહી તેમણે પેલા ગળેપડુ ગીધને ભારે સજા કરી.

---

પ્રશ્ન. બંને પક્ષી કેમ લડતાં હતાં?

પ્રશ્ન. રાજાએ ગીધની લુચ્ચાઈ શી રીતે પકડી?

પ્રશ્ન. તેમણે ગીધને શા માટે સજા કરી?

---

## પાઠ ૨૯. મન મારનારો છોકરો.

કોઈ એક શેઠને ત્યાં એક ગરીબ છોકરો કામે ગયો હતો. તે દિવાનખાનામાં ગયો. ત્યાં હીરા મોતીથી મઢેલું એક સુંદર ઘડીઆળ એના જોવામાં આવ્યું. એ ઘડીઆળ હાથમાં લઈ થોડીવાર સુધી જોયા કર્યું. ઘડીઆળના ચળકાટથી તેનું મન લોભાણું, ને તે ચોરી લેવાની તેને ઇચ્છા પણ થઈ.

પણ એ છોકરો કાંઈ આમ સહજમાં ચોરી કરે એવો ન હતો. ચોરી કરવાના વિચારને દબાવી દઈ તે ધીમેથી બોલ્યો, મારે આ ઘડીઆળની ચોરી શા માટે કરવી? જો

હું આજે ઘડીઆળ ચોરીશ તો પછી મને ચોરી કરવાની ટેવ પડશે. ચોરી કરતાં કોઇક દિવસ હું પકડાવાનો તો ખરોજ, તે વખતે સરકાર મને સખત સજા કરશે. સરકાર પાસેથી સજા ભોગવીને કદાચ હું છૂટીશ, પણ પરમેશ્વર પાસેથી તો હું કોઈ રીતે છૂટવાનો નથી. આમ બોલી તેણે હાથમાંથી ઘડીઆળ નીચે મૂકી દીધું.

છોકરાનું આ બોલવું અંદરના ઓરડામાં રહી ઘરની ધણિઆણી સાંભળતી હતી. તેણે છોકરાને પોતાની પાસે બોલાવી કહ્યું, તેં ઘડીઆળ ચોરવાની લાલચને દબાવી દીધી એ ઠીક કર્યું. ચોરી કરીને પૈસાદાર થવું એ કરતાં પ્રમાણિકપણાથી નિર્ધન જીવન ગાળવું, એ હજારગણું સારૂં છે; કેમકે તેથી આપણું મન શાંત અને આનંદમાં રહે છે. આમ કહી તેણે તે છોકરાને ભારે ઇનામ આપ્યું. વળી તેણે પોતાના ખરચે તેને ભણવાની પણ સગવડ કરી આપી.

---

પ્રશ્ન. ઘડીઆળ જોઈ છોકરાને શો વિચાર થયો ?

પ્રશ્ન. હાથમાંથી તેણે તે પાછું કેમ મૂકી દીધું ?

પ્રશ્ન. ઘરની ધણિઆણીએ છોકરાને શું કહ્યું ?

પ્રશ્ન. ચોરી નહિ કરવાથી તેને શો લાભ થયો ?

# પાઠ ૩૦. ચોરી વિષે.

## કુંડળીઆ.

ભુંડો તસ્કરને ભણે, વિશ્વ તજે વિશ્વાસ;
વસવાને કાજે વળી, વડો ન આપે વાસ;
વડો ન આપે વાસ, દોષ સૌ એને દે છે;
કાને સૂણતાં કામ, લોક ધિક્કાર વદે છે;
કહે ન રૂડો કોઈ, કામથી જાણે કુડો;
વિશ્વ તજે વિશ્વાસ, ભણે તસ્કરને ભુંડો. ૧

મનસા વાચા કર્મણા, કરો ન ચોરી કોઇ;
આ લોકે રાજા નડે, પરલોકે દુઃખ હોય;
પરલોકે દુઃખ હોય, કોઈ સારૂં નવ બોલે;
મોટો માણસ હોય, તોય તરણાની તોલે;
વ્રજ બોલે છે વાણી, ચોર તે સઘળા સરખા;
કરો ન ચોરી કોઈ, કર્મણાવાચા મનસા. ૨

વ્રજલાલ શાસ્ત્રી.

---

તસ્કર – ચોર.
મનસા વાચા કર્મણા – મન, વચન અને કામવડે.



## દયા.

દયા ધર્મનું મૂળ છે, પાપ મૂળ અભિમાન;
તુળસી દયા ન છોડીએ, જ્યાં લગી ઘટમાં પ્રાણ.



# પાઠ ૩૧. તુકારામની વાત.

દક્ષિણમાં તુકારામ કરીને એક સાધુ પુરુષ થઈ ગયા. એક દિવસ તે ગામમાં ફરતા હતા તેવામાં તેમણે એક ડોસીને ધીમે ધીમે ચાલતી જોઈ. તેનામાં ચાલવાની શકિત હતી નહિ તેથી લાકડીનો ટેકો દઈ પરાણે ચાલતી હતી. ચાલતાં ચાલતાં જયારે તેને હાંફ ચઢતો, ત્યારે તે ઉભી રહી થોડી વાર. વિસામો લેતી ને પછી આગળ ચાલતી. ડોસીને જોઈ તુકારામને ઘણી દયા આવી. તેમણે ડોસી પાસે જઈ પૂછ્યું, માજી, તમે કયાં જાઓ છો ? ડોસીએ જવાબ દીધો ભાઈ, હું બજારમાં તેલ લેવા જાઉં છું. આ સાંભળીને તુકારામે કહ્યું, તમે ઘરડાં હોવાથી આટલું ચાલતાં થાકી ગયાં છો, માટે તમે મારી ખાંધે બેસી જાઓ. હું તમને બજારમાં લઈ જાઉં. તુકારામનું આવું બોલવું સાંભળી ડોસી ઘણી ખુશી થઈ. તેણે કહ્યું, ભાઈ, મને ઉંચકીને બજારમાં લઈ જવાની જરૂર નથી. આ તેલનું વાસણ અને પૈસા લઈ તમે બજારમાંથી તેલ આણી આપો. તુકારામે તરત બજારમાં જઈ તેલ આણી આપ્યું. આથી ડોસી પ્રસન્ન થઈ બોલી ભાઈ, તમે ઘણા દયાળુ છો તેથી ભગવાન તમારૂં ભલું કરશે. આમ કહી તેણે ઘર તરફ ચાલવા માંડયું.

---

પ્રશ્ન. ડોસીને જોઈ તુકારામને દયા કેમ આવી ?
પ્રશ્ન. તેમણે ડોસીને શું કહ્યું ?
પ્રશ્ન. ડોસીએ તેમને આશીર્વાદ કેમ દીધો ?

# પાઠ ૩૨. તુર્કી શાહજાદી.

તુર્કીની શાહજાદી સરીતા એક દિવસ મહેલ બહાર ફરતી ફરતી એક ટેકરી ઉપર જઈ ચઢી. ત્યાં કોઈ દુઃખી માણસનો અવાજ તેના કાને પડયો. એ અવાજ સાંભળી શાહજાદી ચમકી. તેણે આજુબાજુ નજર ફેરવી પણ કોઈ દીઠામાં ન આવ્યું. પછી તે મોટેથી બોલી, મને કોણ બોલાવે છે? તમે કયાં છો? સામો જવાબ મળ્યો, હું જમીનની હેઠળ ભોંયરામાં કેદ પડેલો છું. મને ઘણી ભૂખ લાગી છે, માટે થોડું ખાવાનું આપો. આ સાંભળી શાહજાદીને દયા આવી. તેણે કહ્યું, ઉભા રહો, તમારે માટે હું ખાવાનું લઈ આવું. આમ કહી તે મહેલમાં ગઈ ને થોડી રોટલી તથા પાકાં ફળ લઈ આવી. ટેકરીની તળેટીમાં એક પત્થર હતો તે તેણે ઘણી મહેનતે ખસેડયો. પછી અંદરની જાળીમાં હાથ ઘાલી તેણે પેલા કેદીને ખાવાનું આપ્યું. આ પ્રમાણે ત્રણ દિવસ સુધી દયાળુ શાહજાદીએ પેલા કેદીને ખવાડયું. પોતાને આવું પરમારથ કામ કરવાની તક મળી તેથી તે ખુશી થઈ ને પરમેશ્વરનો ઉપકાર માનવા લાગી.

---

પ્રશ્ન. કેદીએ શાહજાદીને શું કહ્યું?
પ્રશ્ન. શાહજાદીએ તેને શી રીતે ખાવાનું આપ્યું?
પ્રશ્ન. તે પરમેશ્વરનો ઉપકાર કેમ માનવા લાગી?

---

# પાઠ ૩૩. ગૌતમની દયા.

આપણા દેશમાં ગૌતમ કરીને એક પ્રસિદ્ધ ધર્માચાર્ય થઈ ગયા. તેમણે સ્થાપેલો બૌદ્ધધર્મ હજી પણ દુનિયાના ઘણા દેશોમાં ચાલે છે. એક વખત ગૌતમ ને તેમના ભાઈ દેવદત્ત એક બાગમાં બેઠા હતા. તે વખતે આકાશમાં કેટલાંક પંખી ઊડતાં હતાં. દેવદત્તે તેમના તરફ એક બાણ ફેંક્યું. એ બાણ એક પંખીને વાગ્યું, તેથી તે નીચે પડી તરફડવા લાગ્યું. એને જોઈ ગૌતમને દયા આવી. તેમણે ધીમેથી એના શરીરમાંથી બાણ ખેંચી કાઢયું. પછી ઘા ઉપર થોડાં ઠંડાં પાંદડાં લાવી ચાવીને બાંધી દીધાં, અને તેને ખોળામાં લઈ પંપાળ્યું.

દેવદત્તે ગૌતમને કહ્યું, આ પંખીને મેં નીચે પાડયું માટે તે મારૂં. ગૌતમે કહ્યું, મેં એનો જીવ બચાવ્યો માટે એ મારૂં. તેમને એ માટે તકરાર થઈ. તેનો ન્યાય કરાવવા તે બેઉ રાજસભામાં ગયા. ત્યાં કોઈ બરાબર ન્યાય કરી શકયું નહિ. એવામાં ત્યાં એક ઋષિ આવી ચઢયા. ગૌતમે તેમને બધી વાત કહી. એ સાંભળી ઋષિએ કહ્યું, આ પંખીને જેણે મારી નાખવા પ્રયત્ન કર્યો, તેના કરતાં એને બચાવનારનો એના પર વધારે હક છે. આમ કહી

તેમણે એ પંખી ગૌતમને સોંપ્યું. આથી ગૌતમને ઘણો આનંદ થયો.

પ્રશ્ન. ગૌતમે પંખીની શી બરદાસ્ત કરી ?
પ્રશ્ન. બંને ભાઇને તકરાર કેમ થઈ ?
પ્રશ્ન. ઋષિએ એ પંખી ગૌતમને કેમ સોંપ્યું ?

## પાઠ ૩૪. અહલ્યાબાઈ હોલ્કર.

ગુજરાતની ઉત્તરે રજપુતસ્તાનનો મુલક છે. તેમાં ઇંદોરનું મોટું રાજ્ય છે. ઇંદોરની ગાદી પર અહલ્યાબાઈ નામની એક પવિત્ર મહારાણી થઈ ગઈ. હજી સુધી હોલ્કર આખા હિંદુસ્તાનમાં તેનું નામ ઘણું પ્રસિદ્ધ છે. તે બાઈ ઘણી પરોપકારી હતી. દેશના જુદા જુદા ભાગોમાં તેણે ઘણાં પરોપકારનાં કામો કર્યાં હતાં. ઠામ ઠામ અન્નક્ષેત્રો સ્થાપ્યાં હતાં, વટેમાર્ગુઓને પાણી પાવા માટે પરબો બેસાડી હતી, અને ગરીબ માણસોને મફત લુગડાં આપવાની પાકી ગોઠવણ કરી હતી. કોઈક દુઃખી માણસને તે જોતી તો તેને બનતી મદદ આપવા ચૂકતી નહિ. રાત દિવસ તે પરોપકારનાં કામો કરવામાંજ આનંદ માનતી. માણસ જાત સિવાયનાં બીજાં પ્રાણીઓ ઉપર પણ તે ઘણી દયા રાખતી.

ઉનાળાની ઋતુમાં ખેતરોમાં હળ ખેંચતા બળદોને પાણી પાવા માટે તેણે પોતાના ખરચે ઘણા નોકરો રાખ્યા હતા. ઘણી વખત તે ખેડુતો પાસેથી વાજબી કિંમતે અનાજનો ઉભો પાક વેચાતો લેતી, ને તે સઘળો ભેલાડી મૂકી પંખીઓને આનંદ કરાવતી.

પ્રશ્ન. અહલ્યાબાઇનું નામ શાથી પ્રખ્યાત છે?

પ્રશ્ન. તે પરોપકારનાં કેવાં કામ કરતી?

# પાઠ ૩૫. પરોપકાર વિષે.

## વસંતતિલકા.

રે માનવી, સરવ માનવી વાત મારી,
છે અર્થની નથી અનર્થની કે નઠારી;
શાસ્ત્રો વિષે લિખિત છે મત તે ખરો રે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરો રે. ૧

જે વાપર્યું સુકૃતમાં વર્યું તે તમારૂં,
દાટેલ જે ઘર વિષે રજમાં જનારૂં;
ધીમંતતા કથનમાં મનમાં ધરો રે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરો રે, ૨

થોડું મળી સ્થિર કદી સ્થળમાં થવાના,
પૈસા પછીથી પળમાં જળમાં જવાના;
એ કારણે અતિ રૂડાં કૃત આદરો રે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરો રે. ૩

તે ધન્ય ધન્ય ધરણી પર પિંડ ધારી,
જે અંત રાખી ખરચે વિતને વિચારી;
પોતે સુપંથ સમજે પણ પાંસરો રે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરો રે. ૪

જે દીનને પ્રતિદિને સુખદાન દાતા,
તે ધન્ય તેમજ મહા ધન તાત માતા;
એવું વિચારી શુભ સાધન સંઘરો રે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરો રે. ૫

દલપતકાવ્ય.

---

ઔદાર્ય—ઉદારતાનાં; પરોપકારનાં.
રજ—ધૂળ.
પિંડ—શરીર.
વિત્ત—પૈસો.
કૃત—કામ.

---



## ભાઈભાંડુ પર પ્રેમ.

ભાઇબેન ભાંડુ અવર, રમત ભિલ્લુની સંગ;
કજીઆ કરવા છોડી દઈ, વરત હરખથી અંગ.

નર્મદાશંકર.



# પાઠ ૩૬. બે ભાઈઓનો સ્નેહ.

ગોપાળ કૃષ્ણ ગોખલેને ગોવિંદરાવ નામે એક મોટા ભાઈ હતા. તે બહુ ભલા હતા. બંને ભાઈ હંમેશાં હળી-મળીને રહેતા ને એકબીજા ઉપર પ્રેમ રાખતા. નાનપણમાં તે બેઉ અંગ્રેજી ભણતા હતા, એવામાં તેમના પિતા મરણ પામ્યા. આથી તેમના ભરણપોષણનો બધો ભાર તેમની માને માથે આવી પડયો. પૈસાટકા સંબંધીની પોતાની સ્થિતિ સારી ન હોવાથી, બંને દીકરાના ભણતરનું ખર્ચ શી રીતે પુરૂં કરવું, તેનો એમની માને મોટો વિચાર થઈ પડયો. માતાની એ મુઝવણ ગોવિંદરાવના જાણવામાં આવી. તેમણે વિચાર કર્યો, કે હું મોટો છું ને મારો ભાઈ હજી નાનો છે. ભણવામાં હું સાધારણ બુદ્ધિનો છું, ને એ ઘણો હોશિયાર છે. માટે જો હું દુઃખ વેઠીને પણ એને આગળ ભણાવું તો એની જિંદગી સુધરે. આમ વિચાર કરીને તેઓ ભાઈ તરીકેની પોતાની ફરજ બજાવવા તૈયાર થયા. તેમણે તરત ભણવાનું છોડી દીધું, ને પંદર રૂપિઆના માસિક પગારથી નોકરી કરવા માંડી. આ પગારમાંથી તે પોતાને માટે ઘણો ઓછો ખરચ કરી આઠ રૂપીઆ બચાવતા, ને તે પોતાના ભાઈને ખરચ માટે મોકલતા. મોટાભાઈની આ બધી સ્થિતિ ગોપાળ કૃષ્ણના જાણવામાં હતી. તેથી

તેઓ ઘણી કાળજીથી અભ્યાસ કરતા ને પોતાને માટે જેમ બને તેમ ઓછું ખર્ચ કરી, ભાઈના માથા પરનો બોજો હલકો કરવા પ્રયત્ન કરતા.

---

પ્રશ્ન. બાપના મરણ પછી ગોવિંદરાવે શો વિચાર કર્યો?
પ્રશ્ન. તેમણે ગોખલેને શી રીતે ભણાવ્યા?
પ્રશ્ન. ગોખલે કેવી રીતે વર્તતા?

---

## પાઠ ૩૭. હુમાયુનો બંધુપ્રેમ.

દિલ્હીની ગાદી પર હુમાયુ કરીને એક પાદશાહ થઈ ગયો. એ એના ભાઈઓને ઘણું ચાહતો. જ્યારે તે ગાદીએ બેઠો ત્યારે તેણે આખું રાજ્ય પોતાને માટે નહિ રાખતાં, પોતાના ભાઈઓને પણ સરખે ભાગે વહેંચી આપ્યું.

ગાદીએ બેઠા પછી એક પઠાણ સરદાર સાથે હુમાયુને લડાઈ થઈ. એ વખતે હુમાયુને તેના ભાઈઓએ બીલકુલ મદદ કરી નહિ. હુમાયુ તેના ભાઈઓને ઘણું ચાહતો, પણ તેના ભાઈઓ તેને બીલકુલ ચાહતા નહિ. તે સઘળા હુમાયુને હેરાન કરવા લાગ્યા. લડાઈમાં હારી હુમાયુને રાજ્ય છોડી નાસવું પડ્યું. તે તેના ભાઈઓ પાસે મદદ માગવા ગયો, પણ આફતમાં આવી પડેલા ભાઈને તેમણે મદદ

કરી નહિ. આમ છતાં પણ હુમાયુએ મરતાં સુધી પોતાના ભાઈઓ ઉપરનો પ્રેમ જરાએ ઓછો ન કર્યો. ધન્ય છે હુમાયુ જેવા બંધુને!

---

**પ્રશ્ન.** હુમાયુ તેના ભાઈઓ સાથે કેવી રીતે વર્તતો?
**પ્રશ્ન.** તેની સાથે તેના ભાઈઓ કેવી રીતે વર્ત્યા?

---

## પાઠ ૩૮. ભાઈઓનો સ્નેહ.

શ્રી રામચંદ્રજી વનમાં જવાની તૈયારી કરતા હતા. એવામાં તેમના ભાઈ લક્ષ્મણ ત્યાં આવી પહોંચ્યા. તેમણે રામચંદ્રજીને કરગરીને કહ્યું, મોટાભાઈ, તમે મને સાથે તેડી લો. તમારી સેવા કરવી ને તમને દુઃખમાં મદદ કરવી એ મારો ધર્મ છે. જો મને સાથે નહિ લો તો જરૂર અહીં મારૂં મોત થશે. રામચંદ્રજીએ તેમને ધીરજ આપી કહ્યું, ભાઈ, તું આવી ગાંડી વાત ન કર. તારે તો અહીં રહી માતાપિતા ને ગુરુની સેવા કરવી ઘટે છે. લક્ષ્મણે કહ્યું, ભરતજી એમની સેવા કરશે. હું તો આપની સાથેજ આવીશ. લક્ષ્મણનો આવો આગ્રહ જોઈ રામે તેમને સાથે આવવાની રજા આપી. પછી રામ, લક્ષ્મણ ને સીતા વનમાં ગયાં.

તેમના ગયા પછી થોડા દિવસે **દશરથ** રાજા મરણ પામ્યા. એવામાં **ભરત** પણ પોતાના મોસાળથી **અયોધ્યામાં** આવી પહોંચ્યા. પિતાના મરણના અને **રામના** વનમાં ગયાના સમાચાર સાંભળી તે ઘણા દીલગીર થયા. **કૈકેયીએ** તેમને ગાદીએ બેસવાને કહ્યું, પણ **ભરતે** ન માન્યું. તે તો **રામ** પાસે વનમાં ગયા ને તેમને **અયોધ્યામાં** પાછા આવવાને કાલાવાલા કરવા લાગ્યા. **રામે** કહ્યું કે જો હું હમણાં **અયોધ્યામાં** પાછો આવું, તો પિતાની આજ્ઞાનો ભંગ થાય. માટે તું સુખેથી રાજ્ય કર. **ભરતે** કહ્યું કે મારે રાજ્ય જોઇતું નથી. હું તો અહીં રહી આપની સેવા કરીશ. **ભરતે** જોયું કે કોઈ રીતે **રામચંદ્રજી** પાછા ફરવાના નથી, ત્યારે તેણે **રામચંદ્રજી** પાછા આવે ત્યાંસુધી તેજ જગાએ બેસી તપ કરવાનો ઠરાવ કર્યો. **અયોધ્યામાં** જઈ **રામચંદ્રજીની** પાદુકાઓ ગાદી પર પધરાવી તેમને નામે પ્રધાને રાજ્ય ચલાવ્યું.

---

**પ્રશ્ન.** લક્ષ્મણે રામચંદ્રજીને શું કહ્યું?
**પ્રશ્ન.** તે **રામચંદ્રજી** સાથે વનમાં કેમ ગયા?
**પ્રશ્ન.** **ભરત** **રામચંદ્રજી** પાસે વનમાં કેમ ગયા?
**પ્રશ્ન.** શા માટે તેમણે તપ કરવા માંડ્યું?

---



## સંપ.

સુખ સઘળાં છે સંપમાં, સંપ નહિ ત્યાં શોક;
સંપે સંપત્તિ સાંપડે, લાજ વખાણે લોક.

દલપતરામ.



# પાઠ ૩૯. બે હંસ ને કાચબાની વાત.

એક સરોવરને કાંઠે સંકટ અને વિકટ નામના બે હંસ રહેતા હતા. એ સરોવરમાં એક કાચબો પણ રહેતો હતો, ને તે પેલા હંસોનો મિત્ર હતો. એક દિવસ કોઈ માછી ફરતો ફરતો ત્યાં આવી ચઢચો. તેણે બીજે દિવસે એ સરોવરમાંથી માછલાં લઈ જવાનો વિચાર કર્યો. માછીને જોઈ પેલા કાચબાને ઘણી ફીકર થવા માંડી. તેણે પેલા હંસોને કહ્યું, હવે આ માછી મને અહીંથી જરૂર પકડી લઈ મારી નાખશે. માટે તમે કંઈક યુક્તિ કરી મને બચાવો તો સારૂં. પેલા કાચબાનું આવું બોલવું સાંભળી બંને હંસોને ઘણી દયા આવી. તેમણે કાચબાને એ સરોવરમાંથી ઉપાડી બીજા સરોવરમાં મૂકવાનો વિચાર કરી એક યુક્તિ શોધી કાઢી. તે બંનેએ ચાંચમાં એક લાકડી પકડી રાખી ને એ લાકડીએ કાચબાને સજજડ વળગાડચો. પછી પેલા હંસ સાથે ઉડચા. તેથી કાચબો પણ તેમની સાથે ઉચકાયો. ત્યાંથી થોડે છેટે એક મોટું સરોવર હતું તેમાં તેમણે કાચબાને મૂકચો. જોયું, બેઉ હંસોએ સંપ કરી કાચબાનો જીવ કેવી રીતે બચાવ્યો !

---

પ્રશ્ન. કાચબાએ હંસોને શું કહ્યું ?
પ્રશ્ન. તેમણે કાચબાને શી રીતે બચાવ્યો ?

---

## પાઠ ૪૦. સંપ અને કુસંપ.

હિંદુસ્તાનની વાયવ્યમાં અફગાનિસ્તાનનું મુસલમાની રાજ્ય છે. ત્યાની ગાદી પર ગ્યાસુદ્દીન કરીને એક પાદશાહ થઈ ગયો. તેને શાહબુદ્દીન નામનો એક ભાઈ હતો. એ બંને ભાઈ એકબીજા ઉપર ઘણું હેત રાખતા ને સંપીને રહેતા. ગ્યાસુદ્દીન રાજ્ય ચલાવતો, ને શાહબુદ્દીન લડાઈનું કામ કરતો. એ શાહબુદ્દીને આપણા દેશ ઉપર ઘણી સવારીઓ કરી હતી. તે વખ્તે આપણા દેશમાં મોટાં ને જબરાં ઘણાં રજપુત રાજ્યો હતાં. તે હમેશાં માંહોમાંહે એકબીજા સાથે લડયા કરતાં હતાં. આથી કરીને તે બધાં થોડાજ વખતમાં નબળાં પડી ગયાં. તેમની આ સ્થિતિ શાહબુદ્દીન દૂર રહીને જોયા કરતો હતો. આ તકનો લાભ લઇ તેણે સવારીઓ કરવા માંડી, ને એકે એકે બધાં રજપુત રાજ્યો જીતી લીધાં. જે તે વખતે બધા રજપુત રાજાઓ સંપ કરીને મુસલમાનો સામે લડયા હોત, તો તેઓ જીત મેળવત ને તેમનાં રાજ્ય લાંબી મુદત સુધી ટકી રહેત.

પ્રશ્ન. શાહબુદ્દીન અને ગ્યાસુદ્દીન કેવી રીતે રહેતા?
પ્રશ્ન. રજપુત રાજ્યો કેમ નાશ પામ્યાં?

## પાઠ ૪૧. ખરડાની લડાઈ.

સો વરસ પહેલાં આપણા દેશમાં પેશ્વા સરકારનું મોટું રાજ્ય હતું. તેમના તાબામાં ગાયકવાડ, સિંધિઆ,

હોલ્કર ને ભોંસલે એ ચાર મોટા મરાઠા સરદારો હતા. એ દરેક સરદાર પેશ્વા સરકારના તાબામાં રહી પોતાના મુલકમાં રાજ્ય કરતો. એ વખતે દક્ષિણ હિંદમાં નિઝામ સરકારનું રાજ્ય બળવાન ગણાતું. તેની સાથે ઈ. સ. ૧૭૯૫ માં પેશ્વા સરકારને તકરાર થઈ. એ વખતે બધા મરાઠા સરદારો પોતાનાં સૈન્ય લઇ પેશ્વા સરકારની મદદે આવી પહોંચ્યા. તે બધા સંપીને નિઝામની સામે થયા. ખરડા આગળ મોટું યુદ્ધ થયું. તેમાં નિઝામની હાર થઈ.

આ યુદ્ધ પછી પાંચ વરસે મરાઠા સરદારોમાં ફાટફુટ થઈ. તેઓ માંહોમાંહે એક બીજા સાથે લડવા લાગ્યા. આથી કરીને તેમનું બળ ઘટયું ને સઘળા નબળા પડી ગયા. આ કુસંપમાંજ પેશ્વાઈનો અંત આવ્યો, ને બધા મરાઠા સરદારોને પણ અંગ્રેજ સરકારનો આશ્રય લેવો પડયો.

---

પ્રશ્ન. ખરડાની લડાઈમાં મરેઠાઓ શાથી જીત્યા?
પ્રશ્ન. પાછળથી તેમની પડતી કેમ થઈ?

---

## પાઠ ૪૨. સંપ વિષે.

### (ચોપાઈ.)

એક થકી બે તે તો ભલા,
સાચું બોલે લોક સઘળા;
બે જણ એક વિચારે કરે,
સે'જે સારી શોભા ભરે. ૧

સંપ કરેથી સસ્તું પડે,
ધંધામાં લાભો બહુ જડે;
બે જણ સમજી જો ના લડે,
તેઓને ત્રીજો ના નડે. ૨

બે જણ જુજવા કરે વિચાર,
તો થાયે બંનેની હાર;
પાસે કાંઈ રહે ના ધાર,
થાયે લોકતણો ફિટકાર. ૩

જે છોરૂઓ સાથે ભણે,
જલદી ભણતર ભીંતજ ચણે;
જલદી ધંધે લાગે કહું,
જલદી સુખીઆં થયલાં લહું, ૪

માત તાત ભાંડુની સાથ,
હળીમળી રહે દિન રાત;
તેને કાંઈ વિઘન ના થાય,
ઈશ્વર છે હંમેશ સહાય. ૫

સંપ વડે નીભે સંસાર,
સંપ વડે રહે છે ભાર;
સંપ વડે સુખ અપરંપાર,
સંપ વડે જગમાં જયકાર. ૬

**નર્મદાશંકર.**



## વફાદારી.

સેવા કરતાં સ્વામીની, ધરે ન સ્વારથ લેશ;
જશ તેનો જગમાં વધે, સુખ આપે પરમેશ.



# પાઠ ૪૩. દિવાનની દક્ષતા.

મહાત્મા ગાંધીજીના દાદાનું નામ ઉત્તમચંદ હતું. તે પોરબંદર રાજ્યના દિવાન હતા. એમના વખતમાં રાજ્યની લગામ બાળકુંવરના વતી રાણી માતાના હાથમાં હતી. રાણી સાથે કેટલાંક કારણોથી તેમને બનતું ન આવ્યું. તેથી તેઓ પોરબંદર છોડી જુનાગઢના નવાબ સાહેબને આશ્રયે ગયા. દરબારમાં જઈ તેમણે નવાબ સાહેબને મુજરો કર્યો. તે વખતે કેટલાક દરબારીઓએ ટીકા કરી, કે નવા દિવાને નવાબ સાહેબને ડાબા હાથે મુજરો કર્યો એ ઠીક ન કર્યું. આ વાત ઉતમચંદના જાણવામાં આવી. તેમણે દક્ષતાથી જવાબ દીધો, કે પોરબંદરના રાજ્ય તરફથી મને ઘણું સોસવું પડ્યું છે અને એ રાજ્ય છોડી હું અહીં આવ્યો છું ખરો તથાપિ મારો જમણો હાથ તો હજી પણ મેં એ રાજ્યને માટેજ રાખી મૂક્યો છે. દરબારના સઘળા માણસો અને ખુદ નવાબ સાહેબ પણ દિવાનની આવી વફાદારી જોઈ ચકિત થઈ ગયા, ને સઘળા તેમનાં વખાણ કરવા લાગ્યા.

---

પ્રશ્ન. ઉત્તમચંદ જુનાગઢના દરબારમાં કેમ ગયા?
પ્રશ્ન. દરબારીઓએ તેમની શી ટીકા કરી?
પ્રશ્ન. તેમણે શો જવાબ આપ્યો?

---

# પાઠ. ૪૪. રાજા અને પુરોહિત.

રજપુતસ્તાનમાં મારવાડનું મોટું રાજ્ય છે. તેનું મુખ્ય શહેર જોધપુર છે. એ જોધપુરની ગાદી પર રામસિંહ કરીને એક રાજા થઇ ગયો. તે અભિમાની અને ઉદ્ધત હોવાથી રાજ્યના સરદારોએ તેને ગાદી ઉપરથી ઉઠાડી એના કાકા ભક્તસિંહને ગાદી આપી. રાજ્યના બધા માણસોએ ભક્તસિંહની તાબેદારી કબુલ કરી, પણ રાઠોડ કુળના પુરોહિત જગધરે પોતાના સ્વામી રામસિંહની તાબેદારી છોડી નહિ. ભક્તસિંહે તેને પોતાના પક્ષમાં લેવા માટે મોટી મોટી લાલચો આપી. રામસિંહ આ વખતે નાસતો ફરતો હતો. તેની સાથે રહેવામાં જગધરને જરા પણ લાભ ન હતો પણ ઉલટું જાનમાલનું નુકસાન હતું. છતાં પણ તેણે રામસિંહનો પક્ષ ના છોડયો ! રામસિંહને ફરીથી ગાદીએ બેસાડવા તેણે ઘણો પ્રયત્ન કર્યો. એક વખત મરાઠાઓની મદદ લેવા તે જાતે દક્ષિણમાં ગયો. ભકતસિંહે જ્યારે આ જાણ્યું, ત્યારે એક પત્ર લખી તેને પોતાના પક્ષમાં આવવા ફરીથી જણાવ્યું. પુરોહિતે કહ્યુ કે જીવતાં સુધી હું મારા ધણીની સેવા છોડીશ નહિ. તેની આવી વફાદારી જોઈ ભકતસિંહ નવાઈ પામ્યો, ને તેનાં વખાણ કરવા લાગ્યો.

---

પ્રશ્ન. પુરોહિતે ભકતસિંહની તાબેદારી કેમ ન કબુલી?
પ્રશ્ન. રામસિંહને ગાદીએ બેસાડવા તેણે શો પ્રયત્ન કીધો?
પ્રશ્ન. તેણે ભક્તસિંહને શું કહ્યું?

# પાઠ ૪૫. ઘોડાની વફાદારી.

ઈ. સ. ૧૭૪૫ માં બુંદીના હાર રાવ ઉમેદસિંહને જયપુરના રાજા સાથે મોટું યુદ્ધ થયું હતું. જયપુરની સેના વિશાળ હતી છતાં તેની સામે મુઠ્ઠી ભર હાર વીરોએ જે પરાક્રમ બતાવ્યું હતું તે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. બાળક ઉમેદસિંહ એ યુદ્ધમાં મરણીઓ બની તરવાર ચલાવી રહ્યો હતો. તે વખતે એક બળતો ગોળો આવી તેના ઘોડાને લાગ્યો. એ ઘાથી ઘોડાનાં આંતરડાં બહાર નીકળી આવ્યાં. આટલી બધી વેદના થવા છતાં એ ઘોડો પોતાના ધણી સાથે બહાદુરીથી યુદ્ધમાં ઘુમ્યો. સાંજ પડતાં ઉમેદસિંહ જ્યારે લડાઈના મેદાનમાંથી દૂર જઈ એક ઝાડ નીચે ઉભો, ત્યારે ઘોડો તેના પગમાં પડી મરણ પામ્યો. આવા બહાદુર ને વફાદાર ઘોડાના મરણથી ઉમેદસિંહ પુષ્કળ રોયો. થોડા વખત પછી તે જ્યારે બુંદીની ગાદીએ બેઠો, ત્યારે તેણે એ ભલા ઘોડાની યાદગીરી રાખવા માટે નિશ્ચય કર્યો, ને એ ઘોડાનું પત્થરનું પુતળું બનાવરાવી દરબારના ચોકમાં ઉભું કર્યું. હજી સુધી એ પુતળું ઉભું છે, ને બુંદીના લોકો પ્રેમથી તેને પૂજે છે. એ ઘોડાનું નામ હુંજો હતું. દિલ્હીના પાદશાહ તરફથી ઉમેદસિંહના પિતાને તે ભેટ મળ્યો હતો.

---

પ્રશ્ન. લડાઇમાં ઉમેદસિંહના ઘોડાને શી વેદના થઇ?
પ્રશ્ન. તેણે શી વફાદારી બતાવી?
પ્રશ્ન. તેના મરણથી ઉમેદસિંહ કેમ રોયો?
પ્રશ્ન. દરબારમાં તેનું પુતળું કેમ ઉભું કર્યું?



## મોટું મન.

પરખાયે જન મન થકી, કંજુસ વા ઉદાર;
પરખાયે જન મન થકી, સજ્જન દુર્જન ધાર.

નર્મદાશંકર.



# પાઠ ૪૬. મોટા મનનો મહારાણો.

મેવાડની ગાદી ઉપર જે પ્રતાપી રાણાઓ થઈ ગયા છે તેમાં રાજસિંહનું નામ સુપ્રસિદ્ધ છે. તે વખતે દિલ્હીની ગાદી પર ઔરંગજેબ નામનો પાદશાહ રાજ્ય કરતો હતો. તે ઘણો બળવાન અને ધર્માંધ હતો. સઘળાં રજપુત રાજ્યો જીતી લઈ આખા દેશમાં મુસલમાની ધર્મ ફેલાવવો એવી તેની ઇચ્છા હતી. હિંદુ ધર્મ અને રાજ્યના રક્ષણને માટે પાદશાહની એ ઇચ્છાને ખંડિત કરવા મહારાણા રાજસિંહે કમર કસી મ્યાનમાંથી તરવાર બહાર ખેંચી. ઔરંગજેબ સાથે તેમણે મોટું યુદ્ધ આરંભ્યું. આ વખતે પાદશાહ જાતે લડાઈના મેદાનમાં આવ્યો હતો. તેની સાથે તેની વહાલી બેગમ પણ આવી હતી. આ યુદ્ધમાં રજપુત સેનાએ ઘણું પરાક્રમ બતાવી પાદશાહની સેનાને હરાવી નસાડી. પાદશાહ પોતે પણ લડાઈના મેદાનમાંથી મહા મુસીબતે જીવતો નાઠો. આ ગડબડમાં તેની બેગમ પાછળ રહી ગઈ ને તે રજપુતોના હાથમાં કેદ પકડાઇ. તેને રાણા પાસે લઈ જવામાં આવી. જો આ વખતે રાણાની જગાએ કોઈ બીજો માણસ હોત, તો તે બેગમને જરૂર કેદ પકડત. પણ આ મહારાણાનું મન તો તેના કુળની કીર્તિને શોભાવે તેવું ઉમદા હતું. તેથી આ વખતે પાદશાહ સાથેની સઘળી દુશ્મનાવટ વિસારી મૂકી, તેણે બેગમને સારો આવકાર આપ્યો. બે દિવસ સુધી રાણાએ તેને પોતાને મુકામે

મેમાન તરીકે રાખી ને પછી તેનો માન મરતબો જળવાઈ રહે એવી રીતે પાદશાહ પાસે મોકલી દીધી.

---

પ્રશ્ન. રાણાને પાદશાહ સાથે કેમ લડાઈ થઈ હતી?
પ્રશ્ન. લડાઈમાં શું થયું?
પ્રશ્ન. રાણો બેગમ સાથે કેવી રીતે વર્ત્યો?

---

## પાઠ ૪૭. નિઝામની મુશ્કેલી.

છત્રપતિ શિવાજી મહારાજના વંશમાં શાહુ કરીને એક રાજા થઈ ગયો. તેની પાસે બાજીરાવ કરીને એક પ્રધાન હતો. તે પેશ્વા કહેવાતો. એ બાજીરાવ પેશ્વાને એક વખત દક્ષિણના મુસલમાન સરદાર નિઝામ-ઉલ્-મુલ્ક સાથે મોટી લડાઈ થઈ હતી. એ લડાઈમાં નિઝામની સેના હારી ગઈ ને તેને ખાધા ખોરાકીનો મોટો તોટો પડ્યો. નિઝામે આજુબાજુના પ્રદેશમાંથી અનાજ મેળવવાને ઘણી મહેનત કરી પણ તે ફોગટ ગઈ. પોતાને કોઈ રીતે અનાજ મળી શકવાનું નથી, એમ જ્યારે તેને ખાતરી થઈ, ત્યારે તેણે બાજીરાવ પાસે એક વકીલ મોકલી ઘણી આજીજી સાથે અનાજની માગણી કરી.

નિઝામની માગણી પર વિચાર કરવાને બાજીરાવે પોતાના મુખ્ય સરદારોને બોલાવ્યા. તેમાંના કેટલાકે સલાહ આપી કે નિઝામ આપણો કટ્ટો શત્રુ છે. અત્યારે તેને મદદ

કરવી એ દૂધ પાઈને સાપ ઉછેરવા બરાબર છે. બાજી-રાવને આ સલાહ રૂચી નહિ. તેણે કહ્યું, નિઝામ આપણો શત્રુ છે ખરો પણ અત્યારે તે સંકટમાં આવી પડેલો છે, માટે આ વખતે આપણે સઘળું વેર વિસારી મૂકી તેને મદદ આપવી જોઈએ. આમ કહી તેણે પોતાની છાવણીમાંથી અનાજની પાંચ હજાર પોઠો નિઝામની છાવણીમાં મોકલી દીધી ! આ જોઈ નિઝામને ઘણી નવાઈ લાગી ને તે બાજી-રાવની ઉદારતાનાં વખાણ કરવા લાગ્યો.

---

પ્રશ્ન. બાજીરાવને તેના સરદારોએ શી સલાહ આપી ?
પ્રશ્ન. બાજીરાવે તેમને શું કહ્યું ?
પ્રશ્ન. નિઝામે બાજીરાવનાં વખાણ કેમ કર્યાં ?

---

## પાઠ ૪૮. સુબાની ઉદારતા.

ઈ. સ. ૧૭૪૬ માં ઇંગ્લાંડને સ્પેન સાથે મોટી લડાઈ ચાલતી હતી. તે વખતે ઇંગ્લાંડનું ઇલિઝાબેથ નામનું એક મોટું વહાણ અમેરિકા જતું હતું. રસ્તામાં તેને તોફાન નડ્યું તેથી તે એક ખડક સાથે અથડાયું ને તેમાં ગાબડું પડ્યું. વહાણમાં પાણી સપાટાબંધ ભરાતું હતું તેથી તેને સહીસલામત કિનારે શી રીતે લઈ જવું એ બાબતનો કપ્તાનને મોટો વિચાર થઈ પડ્યો. છેવટે તેણે મહા મુશ્કી-બતે વહાણને હાવાના બંદરે આણ્યું.

આ બંદર સ્પેનના તાબાનું હતું. હમણાં સ્પેનને ઈંગ્લાંડ સાથે યુદ્ધ ચાલતું હતું, તેથી અહીંનો સુબો આ વહાણને કેદ પકડી લેશે એવો કપ્તાનને પ્રથમથીજ ભય હતો. વહાણમાંનાં સઘળાં માણસોને કિનારે ઉતારી તે સુબા પાસે ગયો ને તેને પોતાના દુઃખની હકીકત કહી. પછી તેણે આજીજી કરી કહ્યું, કે આપની ઇચ્છા હોય તો અમારૂં વહાણ કબજે કરો, પણ અંદરનાં માણસોને છુટા કરવા મહેરબાની કરશો; તો અમારા પર આપનો મોટો ઉપકાર થશે. અત્યારે ઈંગ્લાંડ સાથેની દુશ્મનાવટ વિસારી દઈ સુબાએ સંકટમાં આવી પડેલા કપ્તાનને જવાબ દીધો, કે અમારે તમારા વહાણને કે તેમાંનાં માણસોને કેદ પકડવાં નથી. તમારૂં વહાણ દુરસ્ત થતાં સુધી તમે અહીં સુખેથી રહો. અમારા તરફથી તમને કોઈ પણ જાતની હરકત થશે નહિ. સુબાનાં આવાં વચન સાંભળી કપ્તાનને ઘણો આનંદ થયો. સુબાનો આભાર માની તે વહાણ પર ગયો. પછી થોડા વખતમાં તેણે પોતાનું વહાણ દુરસ્ત કરાવી લીધું. ત્યાંથી નીકળતી વખતે તે સુબાને સલામ કરવા ગયો. આ વખતે સુબાએ તેને એવો પરવાનો લખી આપ્યો, કે સ્પેનનું કોઈ લડાયક વહાણ પોતાની હદમાં, આ અંગ્રેજી વહાણને નુકસાન કરે નહિ.

---

પ્રશ્ન. કપ્તાનનાં મનમાં શી બીક હતી?
પ્રશ્ન. તેણે સુબાને શી અરજ કરી?
પ્રશ્ન. સુબાએ તેને શો જવાબ દીધો?
પ્રશ્ન. સુબાએ કપ્તાનને શો પરવાનો લખી આપ્યો?

સમાપ્ત.

# નીતિવાચનમાળા—પુસ્તક ૨ જું.

---

**નીતિવાચનમાળાના** પુસ્તક બીજામાં ખરેખર કાગળ તથા સફાઇ બંનેમાં સારો સુધારો કર્યો છે. વાર્તાઓ બધી સારી રીતે લખાઇ છે. ભાષા સરલ ને સીધી છે. વાર્તાના વિષયો પણ અનુકૂળ ને યોગ્ય છે. બાળકોને વાંચવાનાં પુસ્તકોમાં આ બીજું પુસ્તક એક સારા પુસ્તકનો ઉમેરો કરે છે. દરેક નિશાળ અને દરેક ઘર એકેક નકલ તો રાખશેજ એવો મને ભરોસો છે,

**રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારિઆ,**
એમ. એ; એલ. એલ. બી.

---

**નીતિવાચનમાળા**—પુસ્તક બીજું હું વાંચી ગયો છું. પાઠ સાદી અને સરલ ભાષામાં લખાએલા છે. તેથી પુરત બાળકોને દરેક રીતે ઉપયોગી થઇ પડશે એમાં શક નથી. મારે વિશેષ કાંઇ સૂચના કરવાની નથી.

ના. **કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.**
એમ. એ; એલ એલ. બી.

---

પુસ્તકમાં નાનાં બચ્ચાંને ગમે તેવી સહેલી ને બોધક વાર્તા આપેલી છે. તેમાંથી સાર ખેંચી શકાય ને બચ્ચાંની સ્મરણ શક્તિ તાજી કરી શકાય તેવી રીતે, દરેક પાઠ નીચે એક બે સહેલા સવાલો પૂછેલા છે. ઇનામ માટે આ ચોપડી તદ્દન લાયક છે.

મે, ૧૯૧૯ **સાહિત્ય.**

---